# अध्यात्मतत्त्वालोकः ।

न्यायविशारद-न्यायतीर्थमुनिमहाराजश्रीन्यायविजय-
विरचितः ।

स्वोपज्ञ गुजराती ' प्रस्तावना '-विभूषित ।

प्रकाशकः—
श्री सुरेन्द्र लीलाभाई झवेरी, बी. ए.
वडोदरा

द्वितीय संस्करणम् ।

वीर सं. २४६० ] धर्मसंवत् १२ [ विक्रम सं. १९९०

[ मे-१९३४, वैशाखे ]

प्रतिसंख्या १०००

मूल्यं रू. १॥

પુસ્તકપ્રાપ્તિનુ સ્થળ —

**શ્રી લીલાવતી દેવીદાસ**

વાલકેશ્વર રોડ,

વિજયમહાલ, નં ૧૨

પડચે માળે, મુંબઈ

---

વડોદરા—ધી લુહાણામિત્ર સ્ટીમ પ્રિ. પ્રેસમાં અંબાલાલ વિઠ્ઠલભાઇ ઠક્કરે
પ્રકાશક માટે છાપી પ્રસિદ્ધ કર્યું તા. ૧-૬-૧૯૩૪



# गुरुवन्दना ।

यस्य ज्ञानमनन्तदर्शिसमयाम्भोराशिमन्थाचलो
　　यस्य क्षान्तिरनल्पकोपनजनक्रोधाग्निधाराधरः ।
यस्य ब्रह्मतपःसहस्रकिरणो भूमण्डलोद्द्योतको
　　विश्वाभ्यर्चितसंयमो विजयते श्रीधर्मसूरीश्वरः ॥

वन्द्यन्तेऽप्रतिमप्रभावकलला विश्वोपकारव्रता
　　दुर्दान्तप्रतिवादिकुञ्जरघटासन्त्रासकण्ठीरवाः ।
वैराग्यामृतवर्षणप्रशमितप्रोद्दाममोहानलाः
　　सर्वत्रापि गुणादरव्यसनिनः श्रीधर्मसूरीश्वराः ॥

—न्यायविजयः ।

## કૃતજ્ઞતા

શ્રી. સુરેન્દ્રભાઈ લીલાભાઈનો આ પુસ્તકમાં પ્રકાશક તરીકેનો યોગ મહત્ત્વપૂર્ણ છે. તેઓ ત્રણ ભાઈ છે. મોટા શ્રીમાન્ શેઠ ઉમાભાઈ અને ન્હાના ઈન્દ્રકુમાર. તેમનાં **માતાજી શ્રી. મંજુબા ધર્મારાધનની એક પવિત્ર મૂર્ત્તિ** છે. એ પુણ્યાત્મા માતાજી જેમ શાસનપ્રભાવનાનાં કાર્યોમાં હમેશાં ઉત્સાહપૂર્ણ રસ લે છે, તેમ તેમની સામાજિક વિચારસંસ્કૃતિ પણ એટલી જ ઉજ્જ્વળ છે. રાષ્ટ્રભકિત પણ તેમની ઉલ્લેખનીય છે. તેમની શ્રીમન્ત સ્થિતિ તેમના શુદ્ધ ખાદી પરિધાનથી વધુ દીપે છે. અને બીજી શ્રીમતી વ્યક્તિઓને શુદ્ધ સાદગીનો દાખલો પુરો પાડે છે. પરોપકારવૃત્તિ અને દાનપરાયણતા તેમનાં મશહૂર છે. તેમનું કારુણિક જીવન અનેકોને આશીર્વાદરૂપ થાય છે. સદ્ગત શેઠ લીલાભાઈ રાયચંદ ઝવેરીનો આ સુપ્રસિદ્ધ યશસ્વી પરિવાર વડોદરા શહેરના અગ્રગણ્ય શ્રેષ્ઠ શ્રીમન્ત ગૃહસ્થો પૈકી છે. વડોદરાની જૈન જનતામાં તેમનું મુખ્ય સ્થાન છે.

વડોદરાના મારા દરેક ચતુર્માસમાં આ સુવિખ્યાત શાસનપ્રભાવક પરિવારે ધર્મપ્રભાવનાનાં પુણ્ય કાર્યોમા પોતાનો મહાન્ યોગ આપ્યો છે. એટલું જ નહિ, પણ **મારા વડોદરા-નિવાસ દરમ્યાન સામયિક પ્રચાર-કાર્યને આગળ ધપાવવામાં** એ ધર્માત્મની માતાજી અને તેમના પ્રભાવશાલી શાસનભક્ત કુમારોના અસાધારણ ઉત્સાહે જબ્બર કામ બજાવ્યું છે. જે જૈન સમાજ કદી નહિ ભૂલે. ઇતિહાસનાં પૃષ્ઠો પર, એ મહાન્ પરિવારની એ મહાન્ સેવા સુવર્ણાક્ષરોમાં અંકિત રહેશે. અને સુધારાના કાર્ય પાછળ ઉત્સાહ, ધગશ અને શ્રમનું જ્વલન્ત ઉદાહરણ પુરૂં પાડશે.

તા. ૨૦-૫-૩૪
રવિવાર

—ન્યાયવિજય

## પ્રસ્તાવના

પ્રાણીમાત્રને સુખ જોઇએ છે. એજ દરેકનું પરમ ઇષ્ટ અને પરમ ધ્યેય છે. એનેજ સારુ આખું જગત્ પોતપોતાની બુદ્ધિ પ્રમાણે પોતપોતાથી બનતા પ્રયત્નો કરી રહ્યું છે. પરન્તુ શું કારણ છે કે દરેકની પ્રવૃત્તિ સુખને સારુ પ્રવર્ત્તમાન છતાં, સુખને માટે દરેકની ભરસક કોશિશ હોવા છતાં જગત્ દુઃખગ્રસ્ત ? વિચાર કરતાં માલૂમ પડે છે કે પ્રાણી સુખની પરિભાષાથીજ અનભિજ્ઞ છે. આવી હાલતમાં સાચો માર્ગ ક્યાંથી લાધે અને ધ્યેય કેમ પાર પડે ?

માણસ સમજે છે કે વિષયો–ભૌતિક વિષયો સાંપડવાથી સુખી થવાય. પણ આ એક ભ્રમ છે. હા, ભૌતિક સાધનો પુરતા પ્રમાણમાં સાંપડવાથી અમુક હદે જિન્દગીની કેટલીક મુશ્કેલીઓનો અન્ત આવી જાય; પણ એટલેથી સુખ પ્રાપ્ય નથી. ભૌતિક સાધનોની સગવડ મળવાથી એક પ્રકારે સુખ અને આનન્દ અનુભવાય છે એ વાત સાચી. પણ તે સુખ ને આનન્દ વાસ્તવિક રીતે ઉપલકીયાં અને સ્થૂળ હોય છે. એ સુખ ને આનન્દ માયાવી અને ક્ષણિક હોય છે. એમાં સાચું સુખ સમાયેલ સમજવું એ ગંભીરમાં ગંભીર ભૂલ થાય છે. સાચા સુખ માટે ભૌતિક સગવડ બસ નથી. હજાર ભૌતિક સગવડ હોય છતાં સંસ્કારવર્જિત અન્તઃકરણ શાન્તિવિહીન સ્થિતિમાં હોય છે. તમામ પ્રકારનાં ભૌતિક સાધનો હોવા છતાં અસંસ્કારી હૃદયમાં ફડફડાટ કાયમજ રહે છે. એનું

જીવન બહુધા સન્તપ્ત, વ્યાકુલ અને વ્યગ્ર રહે છે. નિદાન, ભૌતિક સગવડ પર સુખની ઇમારત ખડી થઇ શકવાનું માનવું એ એક ભ્રમદષ્ટિ છે અને એજ મહામિથ્યાત્વ છે. એ જાતના ઘોર 'અન્ધકાર'માં આ પ્રાણી અનાદિ કાળથી આથડી રહ્યો છે. અને એની આટલી કફોડી સ્થિતિ એ મિથ્યાત્વે જ કરી છે. એ મિથ્યાત્વ ખસ્યા વગર સદ્દષ્ટિ કેમ પ્રાપ્ત થાય.

સાચું જીવન શું છે એ ન સમજાય ત્યાં લગી દરિયા જેટલાં સાધનો ને સગવડો પણ માનસ પરિતાપને શમાવવા સમર્થ ન થાય. ચિત્તના દોષો, મનના વિકારો અને અન્તઃકરણની મલિનતા માણસને હજાર સગવડ-ભર્યાં સાધનો વચ્ચે પણ હેરાન કરે છે. આન્તર જીવનની મલિન દશામાં દરિયા જેટલી લક્ષ્મી કે અખિલ ભૂગોલનું સામ્રાજ્ય પણ સુખ આપી શકતું નથી. સુખનું સ્થાન અન્તઃકરણ છે. એના પર મળનાં થર બાઝેલાં હોય ત્યાં લગી, ચાહે ગમે તેટલાં સગવડીયાં સાધનો વિદ્યમાન હોય, સાચું સુખ ન હોય. કાદવભર્યા ભાજનમાં દૂધ રેડાય તો એ દૂધ પણ કાદવજ બની જાય ને ' તેમ બહારનાં સગવડીયાં સાધનો દ્વારા નિપજાવાતું સુખ પણ માનસ રોગમાં ભળીને શાન્તિરૂપ ન રહેતાં અશાન્તિમાં પરિણમી જાય.

આ પરથી ખુલ્લું થાય છે કે સુખની પ્રાપ્તિ માટે અન્તઃકરણની નિર્મલતા અપેક્ષિત છે. અન્તઃકરણ સ્વચ્છ કાચના પ્યાલા જેવું ઉજ્જ્વળ થવું જોઇએ. ચિત્તની ઉજ્જ્વળ સ્થિતિ એ જ 'સુખનું' ઉદ્ગમસ્થાન

છે, એજ સુખની સાચી ભૂમિકા છે. એ માટે ચિત્તના દોષોને ખંખેરવાની જરૂર છે. ક્રોધ, મદ, લોભ, તૃષ્ણા, મત્સર, ઇર્ષ્યા, દ્વેષ, અસૂયા એ બધા ચિત્તના દોષો છે. મનના એ વિકારોને ધોયાં વગર સુખની આશા રાખવી સર્વથા અસ્થાને છે. એ મળને ધોયા વગર ઇન્દ્ર, ચન્દ્ર, નરેન્દ્ર કે ચક્રવર્તી કોઇ સુખી થઇ શકતો નથી. જેણે પોતાની આન્તર શુદ્ધિ સાધી છે તેને ભૌતિક સાધનોની સગવડ કમ હોય અને એથી બહારની અગવડના અનુભવનો સામનો કરવો પડે તો પણ તેના ચિત્તની શાન્તિ અબાધિત રહે છે. આન્તરશુદ્ધિધારકની વિકસિત જ્ઞાનદૃષ્ટિમાં દુઃખને પણ સુખરૂપે માની પોતાની આત્મશાન્તિને સુરક્ષિત રાખવાનું સામર્થ્ય હોય છે. આ પરથી સાચું સુખ કયાં છે એ સ્પષ્ટ થાય છે. એકજ શબ્દમાં સુખની ભૂમિકાનો ઉલ્લેખ કરવો હોય તો કહી શકાય કે સાચું સુખ સદાચારમાં છે. વિચાર અને આચરણની શુદ્ધિ એનું નામ સદાચાર. શુદ્ધ ભાવના અને પવિત્ર વર્ત્તન એનું નામ સદાચાર. અહિંસા, સત્ય, સંયમ, ત્યાગ, સન્તોષ આદિ ગુણોથી જીવનનું સંસ્કરણ એનું નામ સદાચાર. આ પ્રકારનું સંસ્કારશાલી જીવન એ જ ખરી રીતે જીવન છે. ખરેખરૂં ડહાપણ એ પ્રકારનું જીવન જીવવામાંજ છે. વાસ્તવિક સુખ ને શાન્તિ એ પ્રકારના જીવનમાં જ વિલસે છે.

આત્મા, પરલોક કે ઇશ્વરમાં ન માનનાર એ ન માનવાને અંગે 'નાસ્તિક' કહેવાય છે. કેમકે એ તત્ત્વોના અસ્તિત્વ પર એની આસ્થા બેસતી નથી.

પ્રામાણિકપણે વિચાર અને પરામર્શ કરવા છતાં, પોતાની વિચારશક્તિનો જિજ્ઞાસુ વૃત્તિએ ઉપયોગ કરવા છતાં તેની બુદ્ધિમાં તે તત્ત્વો ઉતરતાં નથી. આવા મનુષ્યોમાં કેટલાક આદર્શપૂજક પણ હોય છે. આવા 'નાસ્તિક' ગણાતાઓ પણ નીતિ અને સદાચારની ઉપાસનામાં તત્પર હોય છે. આવા મનુષ્યો, આત્મા અને ઇશ્વરને માનીને જે કરવાનું છે તે, તેને વગર માન્યે કરતા હોય છે. આવા, તત્ત્વદૃષ્ટિએ 'નાસ્તિક' કહેવાતાઓ પણ નૈતિક દષ્ટિએ માર્ગ પર હોય છે અને પોતાના જીવનનું શ્રેયઃસાધન કરતા હોય છે. આ પરથી જણાય છે કે તત્ત્વદૃષ્ટિએ જ્યાં નાસ્તિકતા હોય છે ત્યાં પણ સદાચાર-નીતિ પોતાનો મંગળ પ્રકાશ પાથરે છે. અને આખરે સદાચારી જીવનનો મહાન્ પ્રકાશ પ્રસરતાં પરિણામ એ આવે છે કે તેના બધા ભ્રમો ભાંગી ભૂકા થાય છે અને એને સમ્યગ્દર્શન પ્રાપ્ત થાય છે.

આ પરથી સમજાવું જોઇએ કે સદાચારનો આદર્શ માણસને તત્ત્વદૃષ્ટિ ( પરોક્ષતત્ત્વશ્રદ્ધા )ની ગેરહાજરીમાં પણ કલ્યાણભૂમિ પર ચઢાવે છે. એ પણ જોવાય છે કે ઇશ્વરકર્તૃત્વમાં માનીને પણ કેટલાક તેમાંથી પ્રેરણા મેળવે છે. તેઓ ઇશ્વરકર્તૃત્વની શ્રદ્ધામાંથી ઇશ્વરભક્તિ વહેવડાવી અહિંસા આદિ ઇશ્વરની આજ્ઞાઓનું પાલન કરવા તત્પર થાય છે. આમ, તત્ત્વદૃષ્ટિએ ગેરસમજવાળાઓ પણ સદાચારમાર્ગના સાધનથી પોતાનું શ્રેય સાધે છે.

આ પરથી ફલિત થાય છે કે જીવનવિધિ એજ મુખ્ય

પ્રશ્ન છે. અને સુખની સાચી ચાવી એમાં જ રહેલી છે. આત્મા, પરલોક કે ઇશ્વરમાં માનીને પણ જીવનશુદ્ધિની સાધના ન હોય, સદાચારનું પાલન ન હોય તો તેવી માન્યતા માત્રથી શું કલ્યાણ સધાય ? નિઃસન્દેહ, **સદાચારવિહીન આસ્તિક કરતાં સદાચારસમ્પન્ન નાસ્તિક ઘણે દરજ્જે ઉંચો છે.** આત્મા અને ઇશ્વરવાદના સિદ્ધાન્તની ખરી અને મ્હોટી ઉપયોગિતા જીવનની શુદ્ધિ કરવામાં છે, આત્મ–જીવનને વિકસિત બનાવવામાં છે, સદાચારના પથ પર પ્રગત થવામાં છે. એ પ્રકારની જીવનવિધિ જ્યાં પ્રગતિશીલ હોય છે, ત્યાં તત્ત્વજ્ઞાન ( Philosophy ) સંબંધી કોઈ બાબતના ભ્રમ કે સંશય જો હયાતી ધરાવતા હોય તો તે જીવનસાધનના પ્રકરણમાં કશી બાધા નાંખવા સમર્થ થતા નથી. તે બાપડા, સદાચારના પુણ્ય તેજ આગળ જરા પણ માથું ઉંચકવાને અશક્ત હોય છે. આદર્શપૂજનની વેગવતી પ્રવૃત્તિ આગળ તે બીચારાઓને પડચા પડચા સડચા સિવાય બીજી કોઇ ગતિ રહેતી નથી.

આ ગ્રન્થના નામનિર્દેશમાં પ્રથમ પ્રયોગ 'અધ્યાત્મ' શબ્દનો છે. અને તે, ગ્રન્થનો શું વિષય છે તે જાહેર કરે છે. 'અધ્યાત્મ'નો અર્થ આત્મહિતને અનુકૂલ આચરણ એવો થાય છે. એટલે એ પણ જીવનવિધિનો જ નિર્દેશ કરે છે. આત્મહિતને અનુકૂલ આચરણ એટલે સદાચરણ. જો કે અધ્યાત્મની ઉચ્ચ ભૂમિકાનું જીવન બહુ ગંભીર, બહુ ગૂઢ, બહુ સૂક્ષ્મ અને કલ્પનાતીત હોય છે. તથાપિ તે હદે પહોંચવા અગાઉ સદાચારની કેટલીય સીઢીઓમાં

પ્રગતિ સાધવી પડે છે. અતએવ એને માટે આત્માની ખાત્રી થવા સુધી રાહ જોવાની ન હોય. ખરી રીતે તો સદાચરણદ્વારા જેમ જેમ આન્તર મલ ધોવાતો જાય છે તેમ તેમ આત્મશ્રદ્ધાનો પ્રકાશ પ્રગટ થાય છે અને તેમ તેમ આધ્યાત્મિક જીવન વિકસે છે. આ પરથી જોઇ શકાય છે કે અધ્યાત્મજીવન આત્મવાદ પર જ જીવાય છે એમ નથી. પરન્તુ પરમ કલ્યાણની, પરમ સુખની ભાવના પર અથવા નૈતિક ભાવના પર તેના ઉત્થાનનું અવલંબન છે. અતએવ મનુષ્ય ચાહે આત્મવાદી હોય કે ચાહે અનાત્મવાદી હોય, કોઇને પણ માટે અધ્યાત્મ-જીવનની ઉપયોગિતામાં કશો ફરક આવતો નથી. અનાત્મવાદીનું અધ્યાત્મજીવન "અજાણ્યે" પણ તેના આત્માનું હિતસાધક અવશ્ય બને છે. તેના ( આત્મા ) પરનાં આવરણ ખસેડવાનું કામ "અજાણ્યે" પણ તે અવશ્ય બજાવે છે. અને એ રીતે તેનું પરમાર્થ કલ્યાણ પણ સધાય છે. આમ, અધ્યાત્મજીવન અર્થાત્ સદાચાર વિધિ એ જીવનનો મુખ્ય, શ્રેષ્ઠ અને મંગળમય આદર્શ છે.

'અધ્યાત્મ' શબ્દમાં 'આત્મા'નો પ્રયોગ મુખ્ય છે. એટલે અધ્યાત્મની વિચારણામાં આત્માનો વિચાર મુખ્ય સ્થાન ધરાવે એ તદ્દન સ્વાભાવિક છે. પુરાતનકાલિક ભારતીય ષડ્દર્શનોના સાહિત્યમાં આત્મસત્તાની સિદ્ધિ પર પુષ્કળ ઊહાપોહ કરાયો છે. પ્રમાણો તથા તર્કોથી આત્માને સાબિત કરવાનો પુરાતન ભારતીય દર્શનકારોનો પ્રયત્ન બહુ વિસ્તૃત અને કિમ્મતી છે. એ ભારતીય સંસ્કૃતિ છે કે જેની તરફથી સંસારને

'આત્મા એક સ્વતન્ત્ર તત્ત્વ છે' એ પ્રકારના જ્ઞાનનો વારસો મળ્યો છે. જગત્ ભારતીય દર્શનથી આત્માને જાણવા લાગ્યું છે. છતાં આજે ભારતમાં જ એક એવું આન્દોલન ઉપસ્થિત થયું છે કે જે અનાત્મવાદનું જોર-શોરથી પ્રતિપાદન કરે છે. કમમાં કમ, આત્માના સંબંધે સંશયાલુ વૃત્તિ તો વર્ત્તમાન યુગના બુદ્ધિજીવી જગત-માંનો બહુ મ્હોટો વર્ગ ધરાવે છે. આજના બુદ્ધિવાદનું વાતાવરણ એવું ફેલાઇ રહ્યું છે કે પરમ્પરાગત પ્રાચીન પદ્ધતિના તર્કો કે પ્રમાણો પર તે લોકોના ચિત્તનું સમાધાન થઇ શકતું નથી. આજની વૈજ્ઞાનિક અને દાર્શનિક આલોચના તથા શોધક શૈલીથી જે પ્રકાશ પડે તેની જ આજના જગતની આંખે કિમ્મત અંકાય છે.

સુખ-દુઃખની લાગણી જે શરીરસ્પર્શી નહિ, પણ અન્તઃસ્પર્શી છે, તે પરથી શરીરથી અલગ કોઇ શક્તિ-વિશેષના અસ્તિત્વનો ખ્યાલ જરૂર આવી શકે છે. પ્રાચીન દાર્શનિકોએ પણ આત્મસિદ્ધિની મીમાંસા કરતાં આ અનુભવનો મુખ્ય આશ્રય લીધો છે.

ઇન્દ્રિયો વિષયગ્રહણનાં સાધન છે. પરન્તુ તેની મદદથી વિષયગ્રાહક કોઇ તત્ત્વ અલગ છે એમ તો જરૂર વિચારી શકાય. સાધકને સાધનની અપેક્ષા છે. પણ એથી સાધક અને સાધન એક ન હોઇ શકે. ઇન્દ્રિયો વિષય-ગ્રહણમાં સાધન છે, અતએવ એના દ્વારા જે સાધક છે તે સુતરાં તેનાથી ભિન્નરૂપે સિદ્ધ થાય. ઇન્દ્રિયોને સાધક માનીએ તો વાંધો આવે છે. કેમકે ઇન્દ્રિયો એક નથી, પાંચ છે. અને તે એક એકથી જુદા જુદા એક એક ચોક્કસ

વિષયનું ગ્રહણ થાય છે. તેમ છતાં એ બધાએ ભિન્ન ભિન્ન વિષયોના ગ્રાહક તરીકે તો કોઇ એકનો જ અનુભવ થાય છે. દાખલા તરીકે, રૂપગ્રહણ ચક્ષુથી થાય છે અને રસાદિ-ગ્રહણ રસનાદિ ઇન્દ્રિયોથી થાય છે. છતાં ચક્ષુદ્વારા જે, રૂપનો ગ્રાહક છે તેજ, રસનાદિદ્વારો રસાદિનો ગ્રાહક છે. અર્થાત્ ચક્ષુ આદિ બધી ઇન્દ્રિયોદ્વારા રૂપાદિ વિષયોનો ગ્રાહક એક જુદો અનુભવાય છે. દૃષ્ટિથી દર્શન થતાં દ્રષ્ટા તરીકે દૃષ્ટિ નથી અનુભવાતી, પણ એક અન્ય જ શક્તિ અનુભવાય છે. અને તે જ શક્તિ સ્પર્શનથી સ્પર્શ થતાં સ્પ્રષ્ટા તરીકે પણ અનુભવાય છે. તે જ, રસનાથી ચાખતાં ચાખનાર અને નાકથી સુંઘતાં સુંઘનાર તરીકે અનુભવાય છે. અને તે જ શ્રવણથી શ્રવણ કરતાં શ્રોતા તરીકે અનુભવાય છે. આથી ઇન્દ્રિયોથી પર એવી કોઇ શક્તિ સિદ્ધ થાય છે. ઇન્દ્રિયોને જ વિષયગ્રહણનાં સાધન અને વિષયગ્રાહક બેઉ માનીએ તો એ ઉપર જણાવ્યું તેમ, અનુભવથી ઉલટું જાય છે. એક દાખલાથી પણ સમજી શકાશે. એક માણસ જે નેત્રથી અનુભવો લીધા પછી આંધળો બન્યો છે, તેને પણ પૂર્વે જોયેલા વિષયોનાં સ્મરણ તો થાય છે. હવે અહીં વિચારવાનું છે કે આ સ્મરણ-શક્તિનો સંઘરો કોણે કરી રાખેલો ? જે અનુભવે તે જ સંઘરે અને તે જ સ્મરે. એ એક નિયમ છે. જે જુએ, તે જ યાદ કરે. દૃષ્ટિને જોનાર ( દ્રષ્ટા ) તરીકે માનીએ તો દૃષ્ટિ ચાલી જતાં પૂર્વદૃષ્ટને કોણ યાદ કરશે ? દૃષ્ટિ ચાલી જતાં પણ આંધળાને પૂર્વદૃષ્ટોનું જે સ્મરણ થાય છે તે કેમ ઘટશે ? દૃષ્ટિને દ્રષ્ટા તરીકે માનીએ તો

વિષયોને જોઇ સ્મરણશક્તિને સંઘરનાર પણ તે જ ઠરશે; અને વખત પર યાદ કરનાર પણ તેને જ માનવી પડશે. અને જો એવું હોય તો દષ્ટિના અનુભવો લીધા પછી આંધળા બનેલાને પૂર્વદષ્ટનું સ્મરણ કંઇ પણ થઇ શકશે નહિ. કેમકે એની દષ્ટિ ચાલી જવાથી દ્રષ્ટા અને સ્મરણ-શક્તિને સંઘરનાર એને કોઇ રહ્યો નથી. જ્યારે દષ્ટિથી ભિન્ન દ્રષ્ટા માનીએ, ત્યારે દષ્ટિ ચાલી જતાં પણ દ્રષ્ટા અને સ્મરણશક્તિનો સંઘરનાર વિદ્યમાન હોવાથી પૂર્વ-દષ્ટોનાં સ્મરણ ઉપપન્ન થઇ શકે છે. ઘટનિષ્પત્તિનાં સાધન દંડ, ચક્ર વગેરે કુંભારનાં ખોવાઇ જાય એથી એ કુંભારનું અસ્તિત્વ કંઇ મટી જતું નથી. તેમ દ્રષ્ટાની દષ્ટિ ચાલી જવાથી દ્રષ્ટાનું અસ્તિત્વ મટી જતું નથી. એટલું જ નહિ, પણ સાધનના અભાવે તે કુંભાર નવા ઘડા બનાવી ન શકે, પણ અગાઉના બનેલા ઘડાઓનો તો વ્યવહાર કરી શકે. તેમ દ્રષ્ટા દષ્ટિ વગરનો થતાં નવું ન જોઇ શકે, પણ પૂર્વદષ્ટોનાં સ્મરણ કરી શકે. દ્રષ્ટા દષ્ટિથી જે જે દર્શન કરે છે તેના સંસ્કારનો સંઘરો પણ તે રાખે છે. અને એથી જ દષ્ટિની ગેરહાજરીમાં પણ અગાઉના જોયેલા વિષયો તેને યાદ આવે છે. આ પરથી દષ્ટિથી ભિન્ન દ્રષ્ટાનું અસ્તિત્વ સાબિત થાય છે. આ પ્રમાણે દષ્ટિની જેમ બીજી ઇન્દ્રિયોનું પણ સમજી લેવાય.

પાંચે ઇન્દ્રિયધારક વ્યક્તિ સાંભળીને જુએ છે, જોઇને અડે છે, અડીને સુંઘે છે અને સુંઘીને ચાખે છે. અને એ પ્રમાણે અનુભવ કરી પોતાના અનુભવનો ઉલ્લેખ

કરતા કહે છે કે–" હું ફેરીને જોઇ અડચો, અડીને સુંઘી અને સુંઘીને ચાખી." આ અનુભવમાં જોનાર, અડનાર, સુંઘનાર અને ચાખનાર એક જ હોય તેમ સ્પષ્ટ અનુભવાય છે. એ એક કોણુ ? એ ઇન્દ્રિય ન હોઈ શકે. કેમકે જોવાનું, અડવાનું, સુંઘવાનું અને ચાખવાનું એ સઘળું કામ એક ઇન્દ્રિયથી શકય નથી. એ એક એક જુદું જુદું કામ એક એક ઇન્દ્રિયથી બને છે. જોનાર તરીકે ચક્ષુને માનતાં તે અડનાર, સુંઘનાર અને ચાખનાર ઘટશે નહિ. અડનાર તરીકે સ્પર્શનને માનતાં તે જોનાર, સુંઘનાર અને ચાખનાર ઘટી શકશે નહિ. અને સુંઘનાર તરીકે નાસિકાને માનતાં તે અડનાર, જોનાર અને ચાખનાર બની શકશે નહિ. તેમજ ચાખનાર તરીકે રસનાને માનતાં તે જોનાર, અડનાર અને સુંઘનાર ઘટશે નહિ. અતઃ ઇન્દ્રિયોદ્વારા જોનાર, અડનાર, સુંઘનાર, ચાખનાર જે એક છે તે ઇન્દ્રિયોથી પર છે. અને તે આત્મા છે.

પુદ્‌ગલ (Matter)ના ગુણો જાણીતા છે. કોઈ ભૌતિક તત્વમાં ચૈતન્ય નથી. અતએવ ચૈતન્ય (જ્ઞાન) એ ભિન્ન ગુણ છે. અને એ પરથી એના ધર્મી તરીકે એક ભિન્ન તત્વ સાબિત થાય છે. અને તેજ આત્મા છે. યદ્યપિ વેદન યા અનુભવ થવામાં મસ્તિષ્કને નિમિત્તકારણ માની શકાય, પણ કેવળ નિમિત્તકારણથી શું થાય ? ઉપાદાનકારણ તો જોઇએ ને ? ઘડા માટે માટી જ ન હોય તો દંડ, ચક્ર આદિ શું કરશે ? જ્ઞાનગુણના ઉપાદાનની શોધ કરતાં તે કોઇ ભૌતિક તત્વ કે પુદ્‌ગલનો ગુણ સિદ્ધ ન થતો હોવાથી કોઈ અન્ય સ્વતન્ત્ર દ્રવ્યનો ગુણ ઠરે છે. અને એને જ

આત્મા, જીવ વગેરે શબ્દોથી કહેવામાં આવે છે. અણુ-
ઓમાં જે ગુણ કે શક્તિ હોય છે તે જ ન્યૂનાધિક
વિકસિતરૂપે સ્થૂલ દ્રવ્યોમાં પ્રગટ થાય છે. અણુઓમાં
જે ન હોય તે તેના સ્થૂલ પિંડમાં કયાંથી આવી શકે.
ચૈતન્ય કે જ્ઞાન કોઇ પુદ્ગલનો કે અણુનો ગુણ જ નથી,
તો પછી તેના સ્થૂલ પિંડમાં તેનું અસ્તિત્વ કેમ ઘટે ?
આની વિરુદ્ધમાં મદિરાનું ઉદાહરણ આપી કોઇ એમ કહી
શકે કે મદિરાની અલગ અલગ ચીજોમાં માદકતા ન છતાં
તે બધી ચીજોના સંયોગથી જેમ માદકતા ઉત્પન્ન થાય છે,
તેમ ભૌતિક તત્ત્વોના વિશિષ્ટ સંયોગે ચૈતન્ય પણ
પેદા થવામાં શું હરકત છે ? પરન્તુ સાચી વાત એ છે કે
મદિરાની અલગ અલગ ચીજોમાં પણ કંઇ ને કંઇ
અંશે માદકતા છે. એટલે એ સઘળી ચીજોના સંયોગમાં
માદકતાનું પરિણમન વિકસે એ બંધબેસતી વાત છે.
પરન્તુ અચેતન ભૂતોથી, અચેતન મદશક્તિ સંભવે, તેમ
વિલક્ષણ ચેતનશક્તિ કેમ સંભવે ? જગતના જેટલા
ભૌતિક પદાર્થો છે અને જેટલા યન્ત્રો છે તે બધામાં
ગતિ, પ્રકાશ આદિ જે ગુણો કે શક્તિઓ દેખાય છે તે
ગુણો કે શક્તિઓ કંઇ બહારથી નથી આવી. તે તેના
પરમાણુઓમાંથી પ્રાપ્ત છે. જે પરમાણુઓથી જે દ્રવ્ય
કે યન્ત્ર બનેલ છે તે પરમાણુઓમાં તેના ગુણો કે તેની
શક્તિઓ મૌજૂદ છે. અને તેનું વિકસિત રૂપ તે અણુ-
ઓના સ્થૂલ દ્રવ્યમાં પ્રાપ્ત થાય છે. વળી, ઉદાહરણથી
જોઇએ કે, ઇન્જીનમાં જે ગતિની ઝડપ દેખાય છે તે, વિજ
ળીના દીવામાં જે પ્રકાશ દેખાય છે તે બીજા પુદ્ગલોમાં પણ

(ભલે તેના કરતાં ઓછે અંશે) દેખાય છે. માત્ર વિશિષ્ટ યોગને લીધે વિશિષ્ટ દ્રવ્યોમાં તે ગુણો અને તે શક્તિઓ વિશેષરૂપે વિકસિત હોય છે. ગતિ, પ્રકાશ આદિ, કોઇ દ્રવ્યમાં મન્દ હોય છે, અતએવ બીજા દ્રવ્યમાં તેનું વિકસિત રૂપ બંધ બેસે છે. તેમ ચૈતન્ય, જ્ઞાન કોઈ પુદ્ગલ દ્રવ્યમાં કે સ્થૂલ સ્કન્ધમાં સિદ્ધ થાય છે કે ? જો એમ સિદ્ધ થતું હોય તો તો તેનું વિકસિત રૂપ શરીરમાં યા મસ્તિષ્કમાં ઘટાવી શકાય. પણ જ્યારે ગતિ, પ્રકાશ આદિની જેમ ચૈતન્ય કોઇ પુદ્ગલ દ્રવ્યમાં બિલ્કુલ ઘટિત થતું ન હોય તો પછી શરીરમાં કે મસ્તિષ્કમાં એ તત્ત્વ કેમ ઘટી શકે ? આપણે અણુઓ નથી જોઇ શકતા, એટલે તેના ધર્મો કે ગુણો તેના સ્થૂલ દ્રવ્યો પરથી માલૂમ કરવામાં આવે છે. આ મુજબ ચૈતન્ય જ્યારે જગતના કોઇ સ્થૂલ પુદ્ગલ દ્રવ્યમાં ઘટતું નથી, તો પરમાણુઓમાં કેમ ઘટી શકે ? અને અતએવ શરીર કે મસ્તિષ્કમાં કેમ જ ઘટે ?

આત્માની સિદ્ધિ થતાં પુનર્જન્મની સિદ્ધિ એની સાથે જ થઇ જાય છે. કેમકે આત્માની સિદ્ધિ એટલે ચૈતન્યરૂપ એક નિત્ય દ્રવ્યની સિદ્ધિ. આત્મા સાબિત થાય એટલે તેના પૂર્વજન્મો પણ સાબિત થાય અને પુનર્જન્મ પણ સાબિત થાય. કેમકે આત્માની એક જિન્દગી પૂરી થતાં પાછી બીજી જિન્દગી એને પ્રાપ્ત થવાની જ; નિત્ય આત્મા એક શરીરને ત્યાગી કયાંય બીજે સ્થિત તો થવાનોજ. એટલે એજ એનો પુનર્જન્મ. તેનો દરેક જન્મ તેના પૂર્વ જન્મની અપેક્ષાએ પુનર્જન્મ

જ ગણાય. પુનર્જન્મની સ્રાબિતી માટે અનેક વિચારો પ્રાપ્ત થાય છે.-અને તે પરથી પણ આત્મા ( આત્માની નિત્યતા ) સિદ્ધ થાય છે.

એક જ માતાપિતાના સન્તાનોમાં અન્તર માલૂમ પડે છે. એટલું જ નહિ, એકજ સાથે જન્મેલ યુગલમાં પણ અન્તર જોવામાં આવે છે. તેમનાં વિદ્યા, શિક્ષણ, ડહાપણ, અનુભવ અને વર્ત્તન વગેરેમાં ફરક જોવાય છે. એ અન્તરનો ખુલાસો રજવીર્ય અને વાતાવરણની વિભિન્નતા પર જ પર્યાપ્ત નહિ થાય. પૂર્વજન્મના સંસ્કારોનું પરિણામ પણ ત્યાં વિચારવું જોઇશે. ઐહિક કારણો અવશ્ય પોતાની કૃતિ દાખવે છે. પરન્તુ એટલેથી વિચારણા અટકતી નથી એ કારણો પણ પોતાનો હેતુ માંગે છે. મૂળ કારણની શોધ વર્ત્તમાન જિન્દગીના સંયોગોમાં નહિ જડે. એને સારુ વર્ત્તમાન જિન્દગીના સંયોગોથી આગળ વધવું પડશે.

સંસારમાં એવા પણ માણસો જોવાય છે કે જેઓ અનીતિ અને અનાચારનું સેવન કરવા છતાં ધની અને સુખી હોય છે, જ્યારે નીતિ અને ધર્મના પથ પર ચાલનારાઓમાં કેટલાક દરિદ્ર અને દુઃખી દેખાય છે. આમ થવાનું શું કારણ ? " કરણી તેવું ફળ " ક્યાં ? આનો નિકાલ વર્ત્તમાન જન્મ સાથે પૂર્વજન્મનું અનુસન્ધાન વિચારતાં આવી જાય છે. પૂર્વજન્મના કર્મ-સંસ્કારો અનુસાર વર્ત્તમાન જિન્દગી ઘડાય અને વર્ત્તમાન જિન્દગીની કૃતિ અનુસાર ભવિષ્ય જિન્દગી સર્જાય. એવું પણ બને છે કે, કેટલાક બદમાશ લુટારા અને ખૂની

ઘોર અપરાધ કરીને એવા ગુપ્ત રહી જાય છે કે તેઓ ગુન્હાની સજાથી બચી જાય છે, જ્યારે બીજા નિરપરાધીઓને ગુન્હા વગર ગુન્હાની ભયંકર સજા ભોગવવી પડે છે. કેટલો અન્યાય? કરણી તેવું ફળ કયાં? પણ એ બધી ગુંચવણ પુનર્જન્મ કે પૂર્વજન્મના સિદ્ધાન્ત આગળ ઉકેલાઇ જાય છે પૂર્વજન્મોપાર્જિત વિચિત્ર કૃત્યોનાં વિચિત્ર પરિણામ વર્ત્તમાન જન્મમાં ઉપસ્થિત થાય છે

સ્કુલ, કોલેજના સમાન સંસ્કૃતિના વિદ્યાર્થીઓમાં પણ કોઇને કોઇ વિષય સુગમ પડે છે, જ્યારે કોઇને તે કઠણ પડે છે. સમાન સંસ્કૃતિવાળાઓમાં પણ એકને ગણિતનો વિષય કઠણ લાગે છે, જ્યારે બીજાને તે સરળ પડે છે. આનું મૂળ કયાં શોધાય? પૂર્વજન્મના જ્ઞાન-સંસ્કારો પર તેની નિર્ભરતા માનવી જોઇશે. સમાન પરિસ્થિતિમાં પોષાયલાઓમાં પણ એકની બુદ્ધિ અને સ્મરણશક્તિ તીવ્ર હોય છે, જ્યારે બીજાની મન્દ હોય છે. અતએવ સાધન અને ઉદ્યમ સમાન છતાં એકને વિદ્યા કે કળા જલદી ચઢે છે, જ્યારે બીજો એમાં પાછળ રહે છે. એનું શું કારણ હશે? પૂર્વજન્મના અનુસન્ધાન વગર એનો ખુલાસો કેમ થઇ શકે. સરખા અભ્યાસવાળા અને સરખી પરિસ્થિતિમાં ઉછરેલાઓમાં એકને કુદરતી વક્તૃત્વ, કવિત્વ અને સંગીત જેવી શક્તિઓ વરે છે, ત્યારે બીજો જન્મભર તે શક્તિથી વિરહિત રહી જાય છે. આનું કારણ પૂર્વજન્મના અભ્યાસસંસ્કારજ તો! પાંચ-સાત વર્ષનો બાળક પોતાની સંગીતકળા અને વાદ્ય પ્રયોગથી સહૃદય જનતાને મુગ્ધ કરી મૂકે એ પૂર્વજન્મની

સંસ્કારશક્તિના સ્ફુરણ વગર કેમ ઘટે. આવાં અનેક ઉદાહરણો પર વિચાર કરી શકાય. જાતમાત્ર, અશિક્ષિત બાળકની સ્તનપાન-પ્રવૃત્તિ પરથી પણ પૂર્વભવીય ચૈતન્યની અનુવૃત્તિ સાબિત કરાય છે.

પૂર્વજન્મ હોય તો તે યાદ કેમ ન આવે ? એમ પ્રશ્ન થાય. પણ વર્ત્તમાન જિન્દગીમાં જ એક અવસ્થાની ઘટના બીજી અવસ્થામાં યાદ નથી આવતી, તો પૂર્વ-જન્મની ક્યાં વાત કરવી ? જન્મક્રાન્તિ, શરીરક્રાન્તિ, ઇન્દ્રિયક્રાન્તિ-આમ આખી જિન્દગીનો એકદમ જ પલટો થાય, ત્યાં પછી પૂર્વજન્મની યાદ કેવી ? છતાં કોઇ કોઇ મહાનુભાવને આજે પણ પૂર્વજન્મનાં સ્મરણ થાય છે. એના દાખલા પણ બહાર આવ્યા છે. અને એ બાબતની સત્તાવાર વિગત હિન્દની પ્રતિષ્ઠિત પત્રિકાઓમાં પ્રગટ પણ થયેલી છે. જાતિસ્મરણની એ ઘટનાઓ પરથી પુનર્જન્મ પર વિશ્વાસ કેમ ન બેસે ? અતએવ આત્માની નિત્યતા સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે.

માણસનાં કૃત્યોની જવાબદારી પુનર્જન્મથી જળવાય છે. સુજન મહાનુભાવને પણ ક્યારેક ઘોર આપત્તિ આવે છે અને વિના અપરાધે રાજદંડ ભોગવવો પડે છે. પરન્તુ તે વખતે તેના માનસ શાન્તિમાં પુનર્જન્મનો સિદ્ધાન્ત બહુ ઉપકારક થાય છે. વર્ત્તમાન જિન્દગીની ઘટનાઓનું અનુસન્ધાન આગળ ન હોય તો મનુષ્ય હતાશ થઇ જાય; આફતના વખતમાં તેની ચારે બાજુ અન્ધકાર ફરી વળે.

આપણા ( મનુષ્ય ) જીવનમાં "અકસ્માત્" ઘટનાઓ કંઇ ઓછી નથી બનતી. એ અકસ્માત્ ( અ-કસ્માત્ )

( દૃષ્ટ કારણનો કે ઉદ્યમનો યોગ ન હોવાથી ) ભલે કહેવાય, પણ તે નિર્મૂલ તો કેમ હોઇ શકે. તેની પાછળ મૂલ તો હોવું જોઇએ. અકસ્માત્ પણ કસ્માત્ ? કોનાથી–શાથી ? એની શોધનો વિચાર કરતાં અદૃષ્ટના–કર્મના અસ્તિત્વનો ખ્યાલ આવી શકે છે. અને તે જ "પુણ્ય–પાપ" છે. આમ કર્મની સાબિતી થતાં પુનર્જન્મ અને આત્મા પણ આપોઆપ એની સાથેજ સાબિત થઇ જાય છે.

સંસારમાં કોઇ માણસ એમ વિચાર કરે કે–આત્મા વગેરે કંઇ નથી. જેટલા દિવસો હું આ જિન્દગીમાં મોજશોખ મારૂં એટલા જ દિવસો મારા છે. આ જિન્દગીની સમાપ્તિ પછી આ દેહ પાંચ ભૂતોમાં મળી જશે અને 'હું' જેવો જગતમાં વ્યવહાર નહિ રહે. હું જીવદયા કરૂં કે જીવહિંસા કરૂં, સાચું બોલું કે જૂઠું બોલું, સંયમિત રહું કે ઉચ્છૃંખલ રહું, અથવા જેમ મનમાં આવે તેમ કરૂં તો તેમાં હરકત જેવું શું છે ? કારણ કે મારાં કરેલ કર્મોનો મને દંડ કે પુરસ્કાર આપનાર કોઇ છે જ નહિ. પરન્તુ આ પ્રકારની ભાવના એકદમ ભ્રમપૂર્ણ છે. આ જિન્દગીમાં કોઇ અનીતિ, અનાચાર, લૂટફાટ અને હત્યાઓ કરી ધનવાન્ થાય અને મોજથી ફરે, પણ એનાં એ દુષ્કૃત્યોની જવાબદારી એના પરથી ઉડી જતી નથી. સજ્જનોની દુઃખી હાલત અને દુર્જનોની સુખી હાલત પાછળ ઐહિક પરિસ્થિતિ ઉપરાંત કોઇ અદૃષ્ટ કારણ ન હોય અને એ હાલતનો હિસાબ અહીં ને અહીં પુરો થઇ જાય, એનું અનુસન્ધાન આગળ

ન ચાલે તો આધ્યાત્મિક જગતમાં એ ઓછું અંધેર નહિ ગણાય.

જન્માન્તરવાદના સિદ્ધાન્તથી પરોપકારભાવના પુષ્ટ થાય છે અને કર્તવ્યપાલનમાં તત્પરતા આવે છે. પરોપકાર કે કર્ત્તવ્યપાલનનાં લૌકિક ફળ પ્રત્યક્ષ છે. છતાં જિન્દગીનાં દુઃખોનો અન્ત ન આવે તો એથી જન્માન્તરવાદી હતાશ થતો નથી. આગામી જન્મની શ્રદ્ધા તેને કર્ત્તવ્યમાર્ગ પર સ્થિર બનાવે છે. તે સમજે છે કે કર્તવ્ય કદી નિષ્ફલ ન જાય. વર્ત્તમાન જન્મમાં નહિ, તો આગામી જન્મમાં તેનાં ફળ મળશે. આમ, ભવિષ્ય જન્મની આશાથી માણસ સત્કર્મમાં પ્રવૃત્ત રહે છે. તેને મૃત્યુનો ભય પણ નથી રહેતો. કેમકે આત્માને નિત્ય યા અમર સમજનાર મૃત્યુને દેહપલટા સિવાય બીજું કશું જ સમજતો નથી. મૃત્યુને તે એક કોટ ઉતારી બીજો કોટ પહેર્યા જેવું માને છે. સત્કર્મશાલીને માટે તે પ્રગતિમાર્ગનું દ્વારભૂત બને છે એમ તે સમજે છે. આમ મૃત્યુનો ભય જીતાવાથી તેની કર્ત્તવ્યનિષ્ઠા પ્રગતિશીલ બને છે. આત્માની નિત્યતા સમજનાર એમ સમજે છે કે બીજાનું બુરૂં કરવું તે પોતાનું બુરૂં કરવું છે, તેમજ વૈરથી વૈર વધે છે, અને કરેલ કર્મોના સંસ્કારો અનેક જન્માન્તરો સુધી પણ પ્રાણી સાથે લાગ્યા રહી તેનાં ફળ કયારેક લાંબા વખત સુધી પણ ચખાડયા કરે છે. આ પ્રકારના આત્મવાદનો સિદ્ધાન્તી બધા આત્માઓને પોતાના આત્મા સરખા સમજી બધાઓ સાથે મૈત્રી અનુભવે છે અને તેની રાગદ્વેષની વાસના ઓછી થાય

છે આ રીતે તેનુ દૃષ્ટિસામ્ય પોષાય છે અને તેનો વિશ્વ પ્રેમ ખૂબ વિકસે છે દેશ, જાતિ, વર્ણ કે સમ્પ્રદાયના ભેદો વચ્ચે પણ તેનુ દૃષ્ટિસામ્ય અબાધિત રહે છે તે સમજે છે કે, મર્યા પછી આગામી જન્મમા હુ કયા, કઇ ભૂમિ પર, કયા વર્ણમા, કઇ જાતિમા, કયા સમ્પ્રદાય મા, કઇ સ્થિતિમા અને કઈ પક્તિના વર્ગમા પેદા થઇશ તેનુ શુ કહી શકાય માટે કોઇ દેશ, જાતિ, વર્ણ કે સમ્પ્રદાયના તેમજ ગરીબ કે ઉતરતી પક્તિના ગણાતા માણસ સાથે અસદ્ભાવ રાખવો કે દ્વેષ કરવો એ વ્યાજબી નથી આમ, આત્મવાદના સિદ્ધાન્તથી નિષ્પન્ન થતા દૃષ્ટિસસ્કારના પરિણામે આત્મવાદી કે પરલોકવાદી કોઇ પ્રાણી સાથે વિષમભાવ ન રાખતા 'પણ્ડિતા સમદર્શિન' ના મહાન્ આદર્શને પોતાના જીવનમા ઉતારે છે અને એમ કરી વિશ્વકલ્યાણના સાધન સાથે પોતાના આત્મહિતના સાધનને વણી નાખે છે

અનેક તાર્કિક મનુષ્યોને ઇશ્વર અને આત્માના સબન્ધમા સન્દેહ રહે છે પણ જ્યારે તેમના પર આફત આવે છે અથવા તેઓ ભયકર વ્યાધિના શિકાર બને છે, ત્યારે તેમનુ હૃદય એકદમ નમ્ર પડી જાય છે તે વખતે તેમની સઘળી તર્કજાળ વિખાઇ જાય છે અને ઇશ્વરની સ્મૃતિ તેમના હૃદયપટ પર સહેજે અકિત થઈ જાય છે તેઓ ઇશ્વર તરફ ઝુકે છે, તેને સ્મરે છે અને તેની આગળ પોતાની કાયરતા, દુર્બલતા, અસહાયતા અને પાપપરાયણતા વાર વાર પ્રગટ કરી પોતાની સમ્પૂર્ણ ભીરુતા જાહેર કરે છે અને ભક્તિપૂર્ણ ભાવથી તેનુ શરણ

માંગે છે. માણસની માનસિક કટ્ટરતા ગમે તેટલી હોય, પણ આફતના વખતમાં તેમાં જરૂર ફેર પડે છે. અને મરણની નોબત એ તો ગંભીરમાં ગંભીર પરિસ્થિતિ. એ વખતે તો કટ્ટર નાસ્તિકની નાસ્તિકતા પણ ગળી જાય છે. અને દુઃખના પંજામાંથી છુટવા માટે કોને વિનવવો, કોનું શરણ લેવું એની શોધમાં એનું હૃદય અત્યન્ત વ્યાકુળપણે ફર્યા કરે છે.

આત્મા, પુનર્જન્મ કે ઇશ્વરનું અસ્તિત્વ સ્વીકારવામાં ન આવે, પુણ્ય-પાપને કલ્પનાસમ્ભૂત મિથ્યા સમજવામાં આવે તો આધ્યાત્મિક જગતમાં કેર વરતાઇ જાય; એવી અરાજકતા ફેલાય કે જેની હદ નહિ. એવો વિચાર કરતાંની સાથે જ કે "આત્મા નથી, ઇશ્વર નથી" હૃદયની તમામ પ્રસન્નતા લૂટાઇ જાય છે અને નૈરાશ્યનો વિષમ સમુદ્ર તેની પર ફરી વળે છે.

આત્મા, કર્મ (પુણ્ય-પાપ), પુનર્જન્મ, મોક્ષ અને ઇશ્વર એ પંચક એવું છે કે એકને માનતાં બીજા પણ એની સાથે આવી જાય છે. અર્થાત્ એકને સ્વીકારતાં પાંચે સ્વીકારાઇ જાય છે અને એકને ઉડાડતાં પાંચે ઉડી જાય છે. આત્માંનો સ્વીકાર થયો કે પુનર્જન્મનો સ્વીકાર થઇ જ ગયો. અતએવ પુણ્ય-પાપ પણ સાથે આવી જ ગયાં. આત્માની પૂર્ણ શુદ્ધિ એજ મોક્ષ. એટલે મોક્ષનો સ્વીકાર પણ આત્માની સાથે જ આવી જાય. અને મોક્ષ એજ ઇશ્વરત્વ. અર્થાત્ પરમ શુદ્ધ આત્મા એજ પરમાત્મા અને એજ ઇશ્વર. એટલે ઇશ્વરવાદ પણ આત્મવાદમાં જ આવી જાય છે.

ઇશ્વરસિદ્ધિ માટે લાંબા પારાયણની જરૂર નથી. થોડામાં જ સમજી શકાય છે કે, જેમ, જગતમાં મલિન દર્પણની હયાતી છે, તેમ શુદ્ધ દર્પણની પણ હયાતી છે. આ પ્રમાણે, અશુદ્ધ આત્માની હયાતી છે, તો શુદ્ધ ( પૂર્ણશુદ્ધ ) આત્માની વિદ્યમાનતા પણ ન્યાયઘટિત છે. મલિન દર્પણ પરથી શુદ્ધ દર્પણના અસ્તિત્વનો પણ ખ્યાલ આવે છે, તેમ, અશુદ્ધ આત્મા પરથી શુદ્ધ ( પૂર્ણશુદ્ધ ) આત્માના અસ્તિત્વનો પણ ખ્યાલ આવી શકે છે. જીવોની અંશતઃ શુદ્ધિ જોવાય છે, તો પૂર્ણશુદ્ધિ પણ સંભવિત છે. અને જ્યાં એ સધાઇ છે તે જ ઇશ્વર છે.

આત્મા જેમ જેમ વિકાસસાધનનો અભ્યાસ કરે છે તેમ તેમ તેની ઉન્નતિનો પ્રકર્ષ વધે છે. આત્મા મૂઢ દશામાં હોય છે ત્યારે 'બહિરાત્મા' કહેવાય છે. એ પછી ભદ્રભાવને પ્રાપ્ત થતાં 'ભદ્રાત્મા', સમ્યગ્દૃષ્ટિને પ્રાપ્ત થતાં 'અન્તરાત્મા', સન્માર્ગ પર પ્રગતિ કરતાં 'સદાત્મા', વિકાસની મહાન્ ભૂમિકા પર આવતાં 'મહાત્મા', યોગના ઉચ્ચ શિખર પર પહોંચતાં યોગાત્મા અને પરમ શુદ્ધિ ( પૂર્ણતા )ને પ્રાપ્ત થતાં પરમાત્મા બને છે. આમ, અભ્યાસનો ઉત્કર્ષ પરાકાષ્ઠાએ પહોંચે છે ત્યારે આત્મા પરમાત્મા બને છે. આમ પરમાત્મા બનવું એનું નામજ ઇશ્વરત્વ. એજ ઇશ્વરપદ. કોઇ એક વ્યક્તિએ જ ઇશ્વરત્વનો ઇજારો લીધો છે એમ નથી. કિન્તુ જે કોઇ આત્મા એ પુનીત માર્ગે પ્રયાણ કરી પોતાની સાધનાને વિકસાવતો આગળ વધે અને અભ્યાસના શિખર પર પહોંચે તે ઇશ્વર થઇ શકે છે.

આ આપણું ધ્યેય છે, સાધ્ય છે. એ આપણે સમજીએ. અને એને સારુ સહુથી પહેલાં સ્વાધ્યાયની જરૂર છે. સ્વાધ્યાય (સ્વ–અધ્યાય)નો ખરો અર્થ આત્માનું અધ્યયન થાય છે. આત્મશુદ્ધિસાધક વાચન એજ સર્વોત્તમ અને કલ્યાણકારક વાચન છે. એનાથી મન પર બહુ સુન્દર અસર થાય છે. એથી ચિત્તના કુસંસ્કારો, મનની મલિન વૃત્તિઓ પર બહુ ફટકો પડે છે. એથી આત્મામાં શાન્તિ પથરાય છે. આધ્યાત્મિક વાચન આગળના સત્પુરુષોએ બહોળા પ્રમાણમાં પૂરૂં પાડયું છે. પણ એ મહાન્ વિષયનું જેટલું પરિશીલન કરાય તેટલું ઓછું છે. જુદી જુદી રીતે પણ તેનું જેટલું અનુશીલન થાય તેટલું કલ્યાણ છે. આ ગ્રન્થનું સર્જન પણ એ જ અભિપ્રાયથી થયું છે. આત્મહિતૈષી ઉપદેશક કે લેખક પરોપદેશની શૈલીથી પણ ખરી રીતે પોતાનેજ ઉપદેશ કરે છે. મારી પણ અહીં એજ સ્થિતિ છે. અને એ વાતનો ઉલ્લેખ ગ્રન્થસમાપ્તિના શ્લોકમાં સ્ફુટ છે.

આધ્યાત્મિક વિષય વૈરાગ્યપ્રધાન વિષય છે. એમાં છલોછલ વૈરાગ્ય–રસ ભર્યો હોય છે. રાગ, દ્વેષ, મોહ એજ સંસારના સર્વ દુઃખની જડ છે. આધ્યાત્મિક સાહિત્યનાં સર્જન તેના પર કાપ મૂકવા માટે જ થાય છે. અતએવ તેનો મુખ્ય વિષય આત્મશાન્તિનો પાઠ ભણાવવાનો હોય છે. એ કેમ બને? રાગ, દ્વેષ, મોહની ભીષણતાનો વાસ્તવિક ખ્યાલ આપ્યા વગર આત્મશાન્તિના પાઠ કેમ ભણાય? સંસારની અસારતા, વિષયોની નિર્ગુણતા, ભોગોની ભયંકરતા, કામની કુટિલતા, શરીરની

નશ્વરતા. ઇન્દ્રિયોની માદકતા અને ચિત્તની ચપલતા પર તાદશ ચિતાર ખડો કરી વાચકના હૃદય પર નિર્મોહ દશાની ભાવના પેદા કરવી એજ આધ્યાત્મિક વાઙ્મયનું કાર્ય છે. તટસ્થપણે વિચાર કરીએ તો જગતને ક્ષણભંગુર બતાવવામાં અધ્યાત્મશાસ્ત્ર કંઇ ગેરવ્યાજબી કહે છે ? આપણે પોતાની સગી આખે વિષયોની વિષમતા નથી જોતા ? પછી ભોગોને ભાડવામા અધ્યાત્મશાસ્ત્ર શું ખોટું કરે છે ? ક્ષણભંગુર અને સન્તાપપર્યવનાથી ભોગોમાં લપટાઇ જઇ પોતાના જીવનની દુર્ગતિ કરવી અને આત્મશાન્તિના શાશ્વત લાભને ગુમાવવો એને કોઇ પણ ડહાપણ કહેશે ખરો ? તેમાં પણ મનુષ્યજીવન જેવી ઉચ્ચ સામગ્રી મળવા છતાં માણસ આત્મવિકાસનું લક્ષ્ય ભૂલી જઇ જડવાદની પૂજામાં ઢળી પડે એ કેટલી દુઃખની વાત ! જીવનના સર્વોત્તમ આદર્શ પર પ્રકાશ નાખતું આ એક જ સદ્વાક્ય ,બસ છે કે—

" प्रापणात् सर्वकामानां परित्यागो विशिष्यते "

અર્થાત્ સર્વ કામોની પ્રાપ્તિ કરતાં તેનો ત્યાગ ચઢી જાય છે. આનું કારણ શું હશે ? ભોગોમાં આત્માનું મૂર્છન છે, જ્યારે એનાથી ઉપર ઉડવામાં આત્માનો વિકાસ છે. ત્યાગ એ આધ્યાત્મિક ચિકિત્સા છે એનાથી, આત્મામાં અનાદિ કાળથી ઘર કરી બેઠેલા દારુણ મોહ રોગોની ચિકિત્સા થાય છે. જેમ જેમ એ ચિકિત્સા મજબૂતપણે આગળ વધે છે, તેમ તેમ આત્માનું આરોગ્ય

વધતું જાય છે અને સમ્પૂર્ણ ત્યાગથી સમ્પૂર્ણ આરોગ્ય પ્રાપ્ત થાય છે.

અધ્યાત્મનો ઉપદેશ કરવો જેટલો સ્હેલો છે તેટલો આચરવો સ્હેલો નથી. કેટલાક ઉપદેશકુશળ એવા હોય છે કે બીજાને વૈરાગ્યની રસધારમાં વહેવડાવી શકે છે, પણ પોતાની શુષ્કતા દૂર કરવાનું કામ તેમને બહુ અઘરૂં થઇ પડે છે. કહેવું સરળ છે, પણ કરવું કઠણ છે. સંન્યાસ એ આધ્યાત્મિક જીવનની ઉચ્ચ કક્ષા છે. પણ તે મ્હોટામાં મ્હોટો પુરુષાર્થસાધ્ય માર્ગ છે. એ મહાન્ માર્ગ પર આરોહણ કરવું એ મહાન્ વીર્યવાનનું કામ છે. બધાની સરખી યોગ્યતા નથી હોતી. અતએવ અધિકાર વગર લાંબું પગલું ભરનાર નીચે પડે એ સ્વાભાવિક છે. ઉંચી કક્ષા ગ્રહણ કરવા માટે પોતાની યોગ્યતાનું અવલોકન કરવું જરૂરનું છે. મુમુક્ષુ અને વૈરાગ્યપ્રિય મનુષ્યને આધ્યાત્મિક કથા તથા ભાવનામાં બહુ મન લાગે છે અને તેમાં તે સારો રસ લે છે. છતાં સંસારનો મોહ તેનાથી છૂટી શકતો નથી. આ જાતનાં ઉદાહરણો બહુ દષ્ટિગોચર થાય છે. એનું કારણ મોહદશા છે. મોહદશા હઠે તો આગળનો માર્ગ સરળ થઇ જાય. પરન્તુ મોહદશા હઠવી એ કઠિનમાં કઠિન કામ છે છતાં જગત્‌ની વ્યવહારભૂમિ પર વિચરનાર સંસારવાસી વર્ગ પણ પોતાના ગૃહસ્થાશ્રમના અગત્યના વ્યવહારને બાધ ન આવે તેમ આધ્યાત્મિક ભાવના ખિલવી શકે છે, આધ્યાત્મિક વર્ત્તન પોષી શકે છે, આધ્યાત્મિક જીવન જીવી શકે છે, એમાં મુદ્દલ શક

નથી. તેઓએ જીવનનો સાચો આદર્શ ધ્યાન પર લઇ સંસારમાં રહેવા છતાં, સંસારવ્યવહારમાં એવા લિપ્ત ન થવું જોઇએ કે મનુષ્યજીવન પામ્યાનો સાર ન નિકળે. ગૃહસ્થાશ્રમમાં રહીને પણ તેઓ આત્મવિવેક દાખવી શકે છે અને આધ્યાત્મિક વૃત્તિને પોષી શકે છે. જેમ જેમ એ વૃત્તિ પોષાય છે, તેમ તેમ ગૃહસ્થાશ્રમની પ્રવૃત્તિમાં આસક્તિ મન્દ પડતી જાય છે અને તેમ તેમ અધ્યાત્મ-યોગ વધુ ખિલતો જાય છે. આ પ્રમાણે ભાવનાવિભૂષિત, દૃષ્ટિસમ્પન્ન સંસ્કારી આત્મા યોગવશાત્ ગૃહવાસ છોડી ન શકવાની હાલતમાં પણ, અગારભૂમિમાં રહ્યો રહ્યો પોતાની આધ્યાત્મિક પ્રગતિ સાધે છે અને જગતને આદર્શરૂપ બને છે.

ચાહે ઉચે ન ચઢી શકાય, પણ આદર્શ તો ઉચો હોવો જોઇએ. નિર્મોહ દશા પર ન પહોંચી શકાય, છતાં એ મહાન્ આદર્શ તો આપણે આપણી દૃષ્ટિ-સમ્મુખ રાખવોજ જોઇએ. એ આદર્શ ભલે આચરણમાં ન મૂકી શકાય, તોયે એનું ચિન્તન, મનન બહુ જરૂરનું છે. એ દિવ્ય માર્ગની, એ ઇશ્વરીય વિભૂતિની ભાવના પ્રિય લાગવી જોઇએ. એ સમ્બન્ધી તત્ત્વજ્ઞાન એ ઉંચામાં ઉંચું અને પરમાવશ્યક તત્ત્વજ્ઞાન છે. એનું અનુશીલન જેટલું કરાશે તેટલો લાભ છે. આત્મા તેટલો હળવો થશે. અને ધીરે ધીરે તેનું વીર્ય પુષ્ટ થતું જશે. એ પ્રકારનો સ્વાધ્યાય જેટલો પુષ્ટ થતો જશે, આત્મા તેટલો વીર્યસમ્પન્ન બનતો જશે. અને અન્તતો ગત્વા એનું સુન્દર પરિણામ એ આવશે કે આત્મવીર્યનો પ્રચંડ

વિકાસ થતાં મહાનુભાવ આત્મા મોહની જાળને વીંખી નાંખી બહાર આવશે અને આધ્યાત્મિક સાધનામાં આગળ વધી આત્મજીવનની મંગળમય ભૂમિને પ્રાપ્ત કરવા સમર્થ થશે.

પ્રસ્તુત ગ્રન્થનો અહીં પરિચય આપવો એ કરતાં વાચક મહાશય સ્વયં ગ્રન્થમાં પ્રવેશ કરી અવલોકે એ વધારે યોગ્ય સમજું છું. આઠ પ્રકરણોમાં આ ગ્રન્થ પૂરો થાય છે. પહેલું પ્રકરણ સામાન્ય છે. એ પછીનાં છ પ્રકરણો ચોક્કસ વિષય પર વિવેચન કરનારાં છે. અને છેલ્લું પ્રકરણ "અન્તિમ ઉદ્ગાર" છે. આ સંસ્કૃત ગ્રન્થનું પ્રણયન મેં વિક્રમસંવત્ ૧૯૭૪ માં કરેલું, અને વિ. સં. ૧૯૭૬ માં મુંબઈના ચતુર્માસમાં તેનું પ્રથમ પ્રકાશન થયું હતું. તેનું આ દ્વિતીય સંસ્કરણ પ્રગટ થાય છે. પ્રથમ સંસ્કરણમાં સંસ્કૃત ગ્રન્થ ગુજરાતી અને અંગ્રેજી બન્નેમાં અનુવાદ તેમજ વિસ્તૃત વિવેચન સાથે પ્રગટ થયો હતો; જ્યારે પ્રસ્તુત સંસ્કરણમાં કેવળ ગુજરાતી અનુવાદ માત્ર સાથે બહાર આવે છે. પણ તે બહુ સુધારા-વધારા સાથે. ગ્રન્થની શ્લોકસંખ્યા પાંચસોથી ઉપર છે. સંસ્કૃત સાથે યોજાયલું તેનું ગુજરાતી સંસ્કૃતના અનભિજ્ઞ ગુજરાતીઓ અગર ગુજરાતી જાણનારાઓને ઉપયોગી થશે. વાચક વાંચે, વિચારે અને જીવનમાં ઉતારવા યથાશક્તિ પ્રયત્ન કરે એજ શુભેચ્છા.

ન્યાયવિજય.

## विषय-निर्देशः ।

१

अध्यात्मपीयूषमनक्षगम्यं
पीत्वा कर्णेहत्य विषं निजघ्नुः ।
अनादिकर्मप्रचयात्मकं ये
त्रिधा प्रवन्दे परमात्मनस्तान् ॥

२

हन्त हहा ! शास्त्रविशारदत्व-
मनर्थहेतुश्च वचःपटुत्वम् ।
विज्ञानवेत्तृत्वमपार्थकं च
नास्वादितोऽध्यात्मसुधारसश्चेत् ॥

३

ज्ञानस्य भक्तेस्तपसः क्रियायाः
प्रयोजनं खल्विदमेकमेव ।
चेतःसमाधौ सति कर्मलेप-
विशोधनादात्मगुणप्रकाशः ॥

४

ध्यानं च मौनं च तपः क्रिया च
नाध्यात्ममार्गाभिमुखीभवेच्चेत् ।
न तर्हि कल्याणनिबन्धनं स्याद्
युक्ता हि लक्ष्याभिमुखी प्रवृत्तिः ॥

૧

જેમણે અધ્યાત્મરૂપ અતીન્દ્રિય અમૃતનું પરિપૂર્ણ પાન કરી અનાદિ કર્મસમૂહરૂપ વિષને હણી નાંખ્યું છે તે પરમ આત્માઓને મનસા વાચા કર્મણા વન્દન કરૂં છું.

૨

જો અધ્યાત્મ–સુધાનું રસાસ્વાદન નથી, તો સખેદ કહેવું જોઇએ કે, ગમે તેટલું શાસ્ત્રપાંડિત્ય પણ હણાયલું ગણાય અને વાણીકૌશલ અનર્થકારી બને તથા વિજ્ઞાન-વિદ્યાની વિશારદતા નિરર્થક જાય.

૩

જ્ઞાન, ભક્તિ, તપ અને ક્રિયાનું આ એકજ પ્રયોજન છે કે, ચિત્તની સમાધિના માર્ગે કર્મલેપનું નિકન્દન થતાં આત્મગુણોનો પ્રકાશ થાય.

૪

ધ્યાન, મૌન, તપ, ક્રિયા એ બધું અધ્યાત્મમાર્ગની સમ્મુખ ન હોય તો કલ્યાણસાધક ન બને. લક્ષ્યસમ્મુખ જ પ્રવૃત્તિ યોગ્ય ગણાય.

५

द्वीप पयोधौ फलिनं मरौ च
दीपं निशायां शिखिनं हिमे च ।
काले कराले लभते दुरापं
मध्यात्मतत्त्वं बहुभागधेयः ॥

६

जरा जराया मरणं च मृत्यो
सर्वापदानामपि राजयक्ष्मा ।
जन्मद्रुबीजाग्निरनन्तविद्या–
निदानमध्यात्ममहोदयश्री ॥

७

तेऽपि प्रचण्डा मदनस्य बाणा–
श्छिद्राकुलं यै र्क्रियते तपोऽपि ।
अध्यात्मवर्माऽपिहिते तु चित्ते
निःसंशयं कुण्ठितता भजन्ति ॥

८

अध्यात्मधाराधरसन्निपाते
मनोमरौ पुष्यति योगबीजम् ।
पुण्याङ्कुरा निर्भरमुल्लसन्ति
सर्वत्र शान्तिः प्रसरीसरीति ॥

૫

સમુદ્રમાં દ્વીપ, મરુભૂમિમાં વૃક્ષ, રાત્રિમાં દીપક અને હિમઋતુમાં અગ્નિનો યોગ, તેમ કરાલ કલિકાલમાં અધ્યાત્મનો યોગ દુર્લભ છે. મહાન્ ભાગ્યવાન્ એ દુર્લભ તત્ત્વને પ્રાપ્ત કરે છે.

૬

મહોદયા અધ્યાત્મ-વિભૂતિ એ જરાને માથે જરા છે, મૃત્યુનું મોત છે અને સર્વ રોગો પર ક્ષય-પાત છે. એ જન્મ-મરણના ચક્રરૂપ વૃક્ષના મૂળમાં આગ છે અને અનન્ત વિદ્યાનું ઉદ્ગમ-સ્થાન છે.

૭

કામદેવનાં તે પ્રચંડ બાણો પણ-જેઓ તપને પણ છિદ્રાકુલ કરી મૂકે છે-અધ્યાત્મરૂપ બખ્તરથી ઢંકાયલા ચિત્ત આગળ ખરેખર બુઠાં પડી જાય છે.

૮

મનરૂપ મરુપ્રદેશમાં અધ્યાત્મ-જલધર વરસતાં યોગબીજ પુષ્ટ થાય છે, પુણ્યાંકુરો અધિકાધિક ઉલ્લસિત થાય છે અને સર્વત્ર ખૂબ શાન્તિ પ્રસરે છે.

९

अध्यात्मभानौ प्रसरत्प्रतापे
मनोनगर्य्यां परिभासमाने ।
कुतस्तम ! शुष्यति भोग–पङ्क,
कपायचौरैः प्रपलाय्यते च ॥

१०

आनन्दपूर्णां च सुधा समाधिं
वितन्वतेऽध्यात्मसुधाकराय ।
स्पृहा यदीये हृदि नाविरासीत
पशुर्नृरूपेण स मोघजन्मा ॥

११

अध्यात्मशास्त्रे पटु यो दधाति
भवेद् भयं तस्य कुतस्त्रिलोक्याम् ।
आत्मस्वतन्त्रो विमलात्मकोऽनु–
भवन् स शान्तिं विहरत्यनन्ताम् ॥

१२

विधाय पापान्यतिभीषणानि
येऽनन्तदुःखातिथयो
एतादृशानप्युदधीधरद् यत्

૯

મનરૂપ નગરીમાં પ્રસરતા પ્રતાપવાળો અધ્યાત્મ-સૂર્ય તપતાં તિમિર કેમ રહે ! ભોગપંક તો સુકાઇ જાય અને કષાયરૂપ ચોરોને ત્યાંથી ભાગવું પડે.

૧૦

આનન્દપૂર્ણ સમાધિ-સુધાને પ્રસરાવતા એવા અધ્યાત્મ-સુધાકરની સ્પૃહા જેના હૃદયમાં જાગૃત નથી થઇ, તે નિસ્સાર નિરર્થક જન્મધારી માણસ માણસના આકારમાં પશુ છે.

૧૧

જેણે અધ્યાત્મ-શસ્ત્રને યથાવત્ ધારણ કર્યું છે, તેને ત્રણ જગતમાં કોનો ભય હોય ! એવો આત્મસ્વતન્ત્ર નિર્મળ આત્મા અનન્ત શાન્તિ અનુભવતો વિહરે છે.

૧૨

મહાભયંકર પાપો કરી જેઓ અનન્ત દુઃખોના અતિથિ બનેલા, એવાઓને પણ જેણે ઉદ્ધર્યા છે તે અધ્યાત્મ-રસાયણ કેમ વર્ણવ્યું જાય.

१३

आत्मस्वरूपस्थितचित्तवृत्ते-
भवप्रपञ्चेषु तटस्थदृष्टेः।
अध्यात्मराजेश्वरसुप्रसादे
का न्यूनता सिद्धिषु लब्धिषु स्यात्॥

१४

कर्मैरिति सर्वजगत्प्रपञ्च
विदन् परं साम्यमुपाजगन्वान्-
तिरस्कृतो वा नितरां स्तुतो वा
नाध्यात्मविद् रुष्यति मोदते च

१५

आत्मास्ति कर्मास्ति परो भवोऽस्ति
मोक्षोऽस्ति तत्साधकहेतुरस्ति।
इत्येवमन्तःकरणे विधेया
सम्यक् प्रतीतिः सुविचारणाभिः

१६

अर्वाग्दृशां नैव परोक्षभावाः
प्रत्यक्षधीगोचरतां लभन्ते।
अतीन्द्रियज्ञानिकृतोपदेशैः,
सन्तो यथार्थं प्रतियन्ति किन्तु

૧૩

જેની ચિત્તવૃત્તિ આત્માના શુદ્ધ સ્વરૂપમાં નિરત છે અને જેની દૃષ્ટિ ભવપ્રપંચમાં તટસ્થ છે એવા મહાન્ આત્માને અધ્યાત્મ-રાજેશ્વરના વિપુલ પ્રસાદથી સિદ્ધિઓ અને લબ્ધિઓની શી કમી હોય !

૧૪

જે અખિલ વિશ્વપ્રપંચને કર્મપ્રેરિત સમજી પરમ સમભાવની દશાને પ્રાપ્ત થયેલ છે એવો અધ્યાત્મવિદ્ ગમે તેટલો તિરસ્કૃત કે સમ્માનિત થતા રુષ્ટ કે તુષ્ટ થતો નથી.

૧૫

આત્મા છે, કર્મ છે, પુનર્જન્મ છે, મોક્ષ છે અને તેનો (મોક્ષનો) સાધનમાર્ગ છે એ પ્રકારની સમ્યક્ પ્રતીતિ અન્તઃકરણમાં સમ્યક્ વિચારપૂર્વક થવી જોઇએ.

૧૬

અર્વાગ્દૃષ્ટિઓને પરોક્ષ તત્ત્વો પ્રત્યક્ષ-ગોચર ન થાય. છતાં સુજ્ઞ જન અતીન્દ્રિયજ્ઞાની મહાન્ આત્માઓના ઉપદેશના આધાર પર યથાર્થ કલ્યાણભૂત તત્ત્વપ્રતીતિ કરવામાં સદા ઉદ્યુક્ત રહે છે.

१७

शुद्धात्मतत्त्व प्रविधाय लक्ष्य–
ममूढदृष्ट्या क्रियते यदेव ।
अध्यात्ममाहुर्मुनिपुङ्गवास्तद्,
चिह्न प्रबुद्धात्मन एतदस्ति ॥

१८

कल्याणभूत किमपीह तत्त्व
मनो मम प्रोत्सहते प्रवक्तुम् ।
यदीच्छथाध्यात्मनगाधिरोह
निबोधतेदं हृदयेन सुज्ञाः ! ॥

१९

पुण्यप्रभावान्महतो विशिष्टः
सम्पद्यते मानुषजन्मयोग ।
सार्थक्यमेन च नयन्ति सन्तः
सज्ज्ञानतः स्वं चरित विशोध्य ॥

२०

प्राप्तान्यनन्तानि वपूंष्यनेन
जीवेन मोहावरणावृतेन ।
मोहस्य सत्त्वे खलु देहयोगो
देहे च लब्धे पुनरेव दुःखम् ॥

૧૭

શુદ્ધ આત્મતત્ત્વને લક્ષ્ય કરી અમૂઢ દષ્ટિથી જે કરાય તેને મુનિપુંગવો 'અધ્યાત્મ' કહે છે પ્રબુદ્ધ આત્માનું આ લક્ષણ છે.

૧૮

અહીં કંઈક કલ્યાણભૂત તત્ત્વ કહેવાને મારૂં મન ઉત્સાહ ધરાવે છે. સજ્જનો! જો અધ્યાત્મ–પર્વત પર આરોહણ કરવા ચાહતા હો તો આ ઉપદેશ કરાતો જ્ઞાન-પ્રવાહ એક મનથી સાંભળો!

૧૯

મહાન્ પુણ્યપ્રભાવે વિશિષ્ટ મનુષ્યજન્મ પ્રાપ્ત થાય છે. સુજનો સત્ય જ્ઞાન દ્વારા પોતાના ચારિત્રની શુદ્ધિ કરી એ મહાન્ જન્મને સફલ બનાવે છે.

૨૦

મોહાવરણથી આવૃત એવા આ જીવે અનન્ત શરીરો ધારણ કર્યાં છે. મોહની હયાતીમાં દેહનો યોગ નિશ્ચિતજ છે. અને દેહના યોગે દુઃખ પણ એટલુંજ નિશ્ચિત છે.

२१

शरीरिणा जन्म-जरा-मृतीना
दु खानि शास्त्रानुभवा वदन्ति ।
रोगादिजातानि पुन कियन्ति
तानि प्रमेयानि भवाम्बुराशौ ॥

२२

देहान्तरानागमनाय तस्माद्,
मोह निहन्तु सुधियो यतन्ते ।
मोहो हि ससार-महालयस्य
स्तम्भ समस्तासुखवृक्षबीजम् ॥

२३

सर्वेऽपि दोषा प्रभवन्ति मोहाद्,
मोहस्य नाशे नहि तत्प्रचार ।
इत्येवमध्यात्मवचोरहस्यं
विवेकिनश्चेतसि धारयन्ति ॥

२४

शरीरमेवात्मतया विभ्रान्तो
विदन्ति नैतत् खलु-' कोऽहमस्मि '।
इद जगत् विस्मृतवत् स्वमेव
स्वस्मिन् भ्रम स्फूर्जति कीदृशोऽयम् ! ॥

૨૧

પ્રાણીનાં જન્મ-જરા-મરણનાં દુઃખો જેમ શાસ્ત્રવર્ણિત છે, તેમ અનુભવસિદ્ધ પણ છે. વળી એ સિવાય આધિ, વ્યાધિ, ઉપાધિ, શોક-સન્તાપનાં બીજાં દુઃખો ભવસમુદ્રમાં કેટલાં ગણવાં !

૨૨

માટે ફરી શરીરયોગ ન થવા દેવા માટે સુજ્ઞ જન મોહને હણવા પ્રયત્ન કરે છે. કેમકે મોહ જ સંસાર-મહાલયનો સ્તંભ છે અને એ જ તમામ દુઃખવૃક્ષોનું બીજ છે.

૨૩

તમામ બુરાઇઓ મોહમાંથી ઉદ્ભવે છે. મોહનો નાશ થતાં કોઇ પણ દોષને અવકાશ મળતો નથી. અધ્યાત્મવાણીનું આ રહસ્ય છે. અને વિવેકી હૃદયમાં એ પ્રકાશે છે.

૨૪

શરીરનેજ જેઓ આત્મા સમજે છે તેઓ નથી સમજતા કે 'હું કોણ છું.' આ જગત્ પોતાને જ ભૂલી ગયું છે. પોતાને પોતાનોજ આ કેવો ભ્રમ !

२५

अटन् भवेऽयं विविधानभुक्त
संसारभोगान् बहुशः शरीरी ।
तथाप्यतृप्तो जडबुद्धिरेष
तृप्त्यै नृभोगेषु विचेष्टते ही ! ॥

२६

रिक्तीकृतेऽप्यम्बुनिधौ निपीय
तृषा न यस्योपशमं प्रयाता ।
तृणाग्रभागस्थिततोयबिन्दु–
पानेन तृप्तिं किमवाप्नुयात् सः ! ॥

२७

पारं स्वयम्भूरमणाम्बुराशेः
समश्नुवानाः सुमहौजसोऽपि ।
अपारतृष्णाम्बुधिलङ्घनाय
कर्तुं प्रयास न परिक्षमन्ते ॥

२८

अखण्डभूमण्डलशासकत्वं
न दुर्लभं दुर्लभमेतदेव ।
तृष्णानिरासोपगतावकाशं
सन्तोषरत्नं परमप्रभावम् ॥

२५

સંસારમાં ભમતા દેહધારીએ અનેક જાતના સંસારના ભોગો ઘણી વાર ભોગવ્યા છે. છતાં તૃપ્ત ન થતાં આ મૂઢબુદ્ધિ હજુ મનુષ્યના ભોગોમાં તૃપ્ત થવાની ચેષ્ટા કરી રહ્યો છે !

૨૬

સમુદ્રને પીને ખાલી કરવા છતાં જેની તૃષા શાન્ત ન થઈ, તે તૃણના અગ્રભાગ પર સ્થિત જલબિન્દુના પાનથી શું તૃપ્તિ મેળવી શકશે ?

૨૭

'સ્વયમ્ભૂરમણ' સમુદ્રનો પાર પામવાની શક્તિ ધરાવનારા મહાન્ બલવાન્ ઓજસ્વીઓ પણ અપાર તૃષ્ણા–સાગરને ઓળંગવાનો પ્રયાસ કરવામાં સમર્થ નથી થતા.

૨૮

અખંડ ભૂમંડલના શાસક બનવું એ દુર્લભ નથી. પણ દુર્લભ છે પરમપ્રભાવશાલી 'સન્તોષ' રત્ન, કે જેની ઉપલબ્ધિ તૃષ્ણાના નિરાસ પર અવલમ્બિત છે.

२९

न तत् सुखं बिभ्रति भूभुजोऽपि
न तत् सुखं स्वर्गसदो न चेन्द्रा ।
यस्मिन् सुखे तुष्टमन प्रभूतं
विवेकिनो निर्गमयन्ति कालम् ॥

३०

कामोद्भव शर्म यदस्ति लोके
दिव्यं च देवालयसङ्गत यत् ।
तृष्णाक्षयोद्भूतसुखश्रियोऽग्रे
खद्योतवद् भानुमतस्तदल्पम् ॥

३१

इहास्ति को नाम विधाय यत्र
ममत्वभावं सुखमाप्नुयाम ।
सर्वेऽपि कर्माशयबन्धभाज
करोतु खल्वात्महितं कुत कः ॥

३२

सर्वे च तृष्णानलतापतप्ता
शक्नोति कस्यार्पयितु शर्म क ।
क्रियेत सम्बन्धविधिश्च केन ।
न तस्य हि क्वापि फलावहत्वम् ॥

२९

તે સુખ રાજાઓની પાસે નથી, અને તે સુખ દેવતાઓ તથા ઇન્દ્રોને પણ નથી, કે આત્મસન્તોષજનિત જે સુખમાં વિવેકી લોકો કાલનિર્ગમન કરે છે.

૩૦

લોકમાં કામરતિસમ્ભૂત જે સુખ છે અને દેવાલયસંગત જે દિવ્ય સુખ છે, તે તૃષ્ણાક્ષયજનિત સુખની આગળ, સૂર્ય આગળ આગીયાના સરખું તુચ્છ છે.

૩૧

સંસારમાં એવો કોણ છે કે જેના પર મમત્વ કરી સુખ પામીએ ! બધા કર્મવાસનાનાં બન્ધનથી બદ્ધ છે. કોણ કોની પાસેથી આત્મહિત સાધી શકે ?

૩૨

બધા તૃષ્ણાગ્નિના તાપમાં બળી રહ્યા છે. કોણ કોને શાન્તિ આપી શકે ? સમ્બન્ધ કોની સાથે કરવો ? કેમકે ક્યાંય પણ સંબન્ધ કરવામાં સફલતા નથી.

३३

सर्वे पराधीनतयैव सन्ति
कः कं स्वतन्त्रं क्षमते विधातुम् ।
स्वयं दरिद्रो हि परं विधातु-
मृद्धं कथङ्कारमलम्भविष्णुः ! ॥

३४

सर्वो जनः स्वार्थनिमग्नचेताः
स्वार्थश्च सम्बन्धविधानदक्षः ।
प्रेमप्रदीपस्य स एव तैलं
स्वार्थे समाप्ते खलु कः किमीयः ? ॥

३५

यस्यास्ति वित्तं प्रचुर तदीया
भवन्ति सर्वे मृदुलस्वभावम् ।
दारिद्रय आप्ते तु सहोदरोऽपि
प्रेमी वयस्योऽपि पराङ्मुखः स्यात् ॥

३६

पितेति मातेति सहोदरेति
मित्रेति कर्मस्फुरणोपजातम् ।
अवास्तवं खल्वपि मन्दमेधाः
सम्बन्धमात्मीयतया प्रवेत्ति ॥

३३

બધા પરાધીન છે. કોણ કોને સ્વતન્ત્ર બનાવી શકે ! પોતે જ દરિદ્ર હોય, તે બીજાને કેવી રીતે સમૃદ્ધ બનાવી શકે !

૩૪

બધા પોતાના સ્વાર્થમાં મશગૂલ છે. સ્વાર્થ જ સમ્બન્ધનો સર્જનહાર છે. એ જ પ્રેમરૂપ દીપકનું તેલ છે. સ્વાર્થ ખતમ થયો કે પછી કોણ કોનો ?

૩૫

જેની પાસે પ્રચુર ધન છે, બધા નમ્રતાપૂર્વક તેના બને છે. પણ દરિદ્ર દશા પ્રાપ્ત થતાં સ્નેહી સહોદર અને પ્રેમી મિત્ર પણ પરાઙ્મુખ થઈ જાય છે.

૩૬

પિતા, માતા, સહોદર, મિત્ર એ બધો સમ્બન્ધ કર્મસંસ્કારના વિસ્ફુરણ પર રચાયલો છે. અતએવ તે અવાસ્તવિક છે. છતાં મન્દમતિ એ સમ્બન્ધને આત્માનો પારમાર્થિક સમ્બન્ધ સમજે છે.

३७

न कोऽपि कस्यापि समस्ति लोके
　　वृथैव मोहाद् व्यथते जनोऽयम् ।
अध्यात्मदृष्ट्या परिचिन्तयेचेद्
　　निस्सारमेतन्निखिलं प्रतीयात् ॥

३८

महालयारामसुलोचनादि
　　यद् बाह्यदृष्ट्या परिदृश्यमानम्– ।
भवेद् विमोहाय तदेव वस्तु
　　वैराग्यलक्ष्म्यै पुनरात्मदृष्ट्या ॥

३९

दुःखं विना किञ्चन दृश्यते न
　　सुखस्य लेशोऽपि भवप्रपञ्चे ।
तथाप्यहो! वैषयिके प्रसङ्गे
　　सुखस्वरूपं भविनो विदन्ति ॥

४०

मरीचिकां वारितया विलोक्य
　　मृगो यथा धावति भूरितृष्णः ।
भोगान् सुखत्वेन तथा विदित्वा
　　धावन्त्यहो ! तान् प्रति देहभाजः ॥

૩૭

વસ્તુતઃ જગત્માં કોઇ કોઇનું નથી. પ્રાણી ફોગટ મોહથી પીડાય છે. અધ્યાત્મદૃષ્ટિથી ચિન્તન કરાય તો આ સઘળું નિસ્સાર જણાય.

૩૮

મહેલ, બાગ અને રમણી વગેરે જે બાહ્ય દૃષ્ટિથી જોતાં મોહ ઉપજાવે છે, તે જ અન્તર્દૃષ્ટિથી જોતાં વૈરાગ્ય-કારક બને છે.

૩૯

ભવપ્રપંચમાં દુઃખ વિના કંઇ સુખનો લેશ પણ દેખાતો નથી. છતાં પ્રાણી વૈષયિક પ્રસંગને સુખસ્વરૂપ સમજે છે.

૪૦

બહુ તૃષિત મૃગ ઝાંઝવાને પાણી સમજી તે તરફ દોડ લગાવે છે, તેમ પ્રાણી ભોગોને સુખ સમજી તે તરફ દોડે છે.

४१

कस्तूरिकासौरभलुब्धचेता
मृगो यथा धावति तन्निमित्तम् ।
न वेत्ति तु स्वोदरवर्त्तिनीं तां
प्राणी तथा सौख्यकृते सुखात्मा ॥

४२

प्रभातकाले दिनमध्यकाले
सायं च काले खलु वैसदृश्यम् ।
पदार्थसार्थे परिदृश्यमानं
संसार आस्था क्षणभङ्गुरे क्व ! ॥

४३

सम्बन्ध औपाधिक एष सर्वः
संसारवासे वसतां जनानाम् ।
स्वभावसिद्धं परमार्थरूप
चिद्रूपसम्बन्धमुपेक्षसे किम् ? ॥

४४

नारी किमीया तनयः किमीयो
मित्रं किमीयं पितरौ किमीयौ ।
गन्तव्यमेकाकिन एव हीतः
पुण्यं च पापं च परं सह स्यात् ॥

૪૧

કસ્તૂરીની સુગન્ધ પર લુબ્ધ થયું છે ચિત્ત જેનું એવો મૃગ કસ્તૂરી-નિમિત્તે દોડાદોડ કરે છે, પણ નથી જાણતો કે એ વસ્તુ એના ઉદરમાં જ વિદ્યમાન છે; તેમ પ્રાણી સુખ માટે આમતેમ ફાંફાં મારે છે, પણ નથી જાણતો કે એનો આત્મા પોતે જ અનન્ત આનન્દમય છે.

૪૨

પ્રભાતકાલમાં, મધ્યાહ્નકાલમાં અને સાયંકાલમાં વસ્તુઓના વિસદૃશ પરિણામ સ્પષ્ટ દૃશ્યમાન છે. ક્ષણ-ભંગુર સંસારમાં આસ્થા ક્યાં!

૪૩

સંસારવાસમાં વસતા પ્રાણિ-જગતનો આ તમામ સમ્બન્ધ ઔપાધિક છે. ખરો સમ્બન્ધ જે સ્વભાવસિદ્ધ છે તે ચૈતન્યસ્વરૂપ છે. તેની ઉપેક્ષા કેમ કરે છે?

૪૪

અધ્યાત્મદૃષ્ટિએ વિચારીએ તો સ્ત્રી કોની, પુત્ર કોનો, મિત્ર કોનો, માબાપ કોના; અહીંથી એકલાએ જ જવાનું છે. સાથે આવવામાં ફક્ત પુણ્ય ને પાપ જ.

४५

गिरेर्गुहाया जलधेश्च मध्ये
पातालभूमौ त्रिदशालये वा ।
क्वाप्येतु मृत्योस्तु भवेन्न गुप्त
स भूर्भुव स्वस्त्रितयं हि शास्ति ॥

४६

उद्दण्डदोर्दण्डबलव्यपास्त–
जगद्बला दुःसहतेजउग्रा ।
प्रशासति स्म क्षितिमण्डलं ये
तेऽपि प्रयाता खलु रिक्तहस्ता ॥

४७

जेगीय्यते स्मेन्दुमयूखशुभ्र
यशो यदीयं पृथिवीतलेऽस्मिन् ।
महाभुजास्तेऽपि हता यमेन
व्यादाय वक्त्रं सहसा प्रसुप्ता ॥

४८

महालयोऽयं धनकोश एष
इमा समुल्य परिवार एष ।
ध्यायन्निति स्यान्मनुज प्रफुल्लो
दृशोस्तु सम्मीलितयोर्न किञ्चित् ॥

૪૫

ગિરિ-ગુહામાં, સમુદ્રના મધ્ય પ્રદેશમાં, પાતાળમાં યા દેવોના આવાસમાં કયાંય પણ પ્રાણી ચાલ્યો જાય, કયાંય પણ સંતાઇ જાય, પણ મૃત્યુથી છાનો રહી શકતો નથી, મૃત્યુથી બચી શકતો નથી. સ્વર્ગ, મર્ત્ય અને પાતાળ એ ત્રણે લોકનો એ શાસનકર્ત્તા છે.

૪૬

જેમનું ઉદ્દંડ દોર્દંડ-બલ જગતના બળને પરાસ્ત કરવામાં સમર્થ હતું એવા અતિઉગ્ર તેજોમૂર્ત્તિ પૃથ્વી-શાસક રાજા-મહારાજાઓ પણ આખરે ખાલી હાથે જ ચાલતા થયા !

૪૭

જેમનો ચન્દ્રરશ્મિધવલ યશોવાદ આ ભૂપીઠ પર ખૂબ જબરદસ્ત ગવાતો હતો એવા મહાભુજ નરપતિઓ પણ મૃત્યુનો પ્રહાર પડતાં એકદમ મોઢું ફાડતા જમીન પર લાંબા થયા.

૪૮

આ મહાલય છે, આ ધનભંડાર છે, આ રમણીઓ છે, આ પરિવાર છે એમ પોતાના વૈભવનું ચિન્તન કરતો માણુસ મનમાં ખુશ થાય છે. પણ આંખો મિંચાઇ કે પછી કંઇ નથી.

४९

अनेन देहेन करिष्यमे यत्
पुण्यं तदन्यत्र भवे सहाय — ।
गमिष्यतस्ते भविता, न तु स्यात्
परिच्छदादेकतमोऽपि कश्चित् ॥

५०

अस्ति त्रिलोक्यामपि कः शरण्यो
जीवस्य नानाविधदुःखभाजः ! ।
धर्मः शरण्योऽपि न सेव्यते चेद्
दुःखानुषङ्गस्य कुतः क्षयः स्यात् ! ॥

५१

संसारदावानलदाहतप्त
आत्मैष धर्मोपवनं श्रयेच्चेत् ।
क्व तस्य दुःखानुभवावकाशः !
कीदृक् तमो भास्वति भासमाने ! ॥

५२

मातेव पुष्णाति पितेव पाति
भ्रातेव च स्निह्यति मित्रवच्च ।
प्रीणाति धर्मः परिपाल्यमानो
न युज्यते तत्र निरादरत्वम् ॥

૪૯

આ શરીરથી જે પુણ્ય કર્મ કરીશ, તે પરલોકમાં જઇશ ત્યાં તને સહાયક થશે. પરન્તુ કુટુંબપરિવારમાંથી કોઇ સહાયક થવાનું નથી.

૫૦

નાનાવિધ દુઃખોથી આર્ત્ત જીવને ત્રણ લોકમાં કોઇ શરણ નથી. શરણ લેવા યોગ્ય ધર્મ છે. તે પણ જો ન આરાધાય તો દુઃખનો નાશ કેમ સધાય.

૫૧

સંસારદાવાનળની જ્વાળામાં બળતો આત્મા જો ધર્મના બગીચાનો આશ્રય લ્યે તો તેને દુઃખ અનુભવવાનું ન રહે. સૂર્ય જ્યાં તપતો હોય ત્યાં અન્ધકાર કેવો !

૫૨

ધર્મનું આરાધન કરનારને ધર્મ માતાની જેમ પોષણ કરે છે, પિતાની જેમ રક્ષણ કરે છે, ભ્રાતાની જેમ સ્નેહ કરે છે અને મિત્રની જેમ પ્રીતિ પમાડે છે. માટે ધર્મ તરફ અનાદર કરવો ઠીક નથી.

९३

स्वास्थ्यं च ऋद्धिं प्रतिभां च कीर्त्ति
लब्ध्वा सुखस्यानुभवं करोषि ।
यस्य प्रभावेण तमेव धर्म–
मुपेक्षसे चेन्न करोषि साधु ॥

९४

इच्छन्ति धर्मस्य फलं तु लोकाः
कुर्वन्ति नामु पुनरादरेण ।
इच्छन्ति पापस्य फलं तु नैव
परायणास्तत्करणे तु सन्ति ॥

९५

इष्यन्त आम्रस्य फलानि चेत् तत्
संरक्षणं तस्य विधेयमेव ।
एवं च सौख्याधिगमाय कार्या
कुर्वन्त्यबोधा नहि धर्मरक्षाम् ॥

९६

सुखस्य मूलं खलु धर्म एव–
च्छिन्ने च मूले क्व फलोपलम्भः ।
आरूढशाखाविनिकृन्तनं तद्
विहाय धर्मं सुखसेवनं यत् ॥

५३

સ્વાસ્થ્ય, ઋદ્ધિ, બુદ્ધિ અને કીર્ત્તિ એ બધું જેના પ્રભાવે મેળવી સુખની મઝા ભોગવી રહ્યો છે, તે જ ધર્મ તરફ બેદરકારી રખાય એ ઠીક નથી.

૫૪

લોકો ધર્મનાં ફળ ચાહે છે; પણ ધર્મસાધનમાં સાદર બનતા નથી. પાપનું ફળ કોઇ ચાહતું નથી; પણ પાપ આચરવામાં જગત્ કેટલું મસ્ત છે !

૫૫

આંબાનાં ફળ ઇષ્ટ હોય તો તેનું રક્ષણ કરવું જ જોઇએ. એજ પ્રમાણે સુખની પ્રાપ્તિ માટે ધર્મરક્ષણ કર્ત્તવ્ય છે, જે, અજ્ઞ જન કરતો નથી.

૫૬

સુખનું મૂળ ધર્મ છે. મૂળ કપાતાં ફલપ્રાપ્તિ કેવી ! ધર્મને હડસેલીને સુખ ભોગવવું એ ખરેખર જે શાખા પર બેસવું તે જ શાખાને કાપવા બરાબર છે.

५७

वपुः क्षणध्वंसि विनश्वरी श्री–
मृत्युः पुनः सन्निहितः सदैव ।
तस्मात् प्रमादं परिहाय धर्मे
समुद्यतः स्यात् सततं सुमेधाः ॥

५८

भुङ्क्षे विलासं वपुषः सदैव
पोष तथाऽलङ्करणं विधाय ।
परं न तस्मै त्वमिहाऽऽगतोऽसि
जानीहि कर्त्तव्यदिशं त्वदीयाम् ॥

५९

भुक्तानि भोज्यानि सुरोचकानि
पीतानि पेयानि रसाद्भुतानि ।
यदा बहिस्तात् क्षिपते शरीरं
कीदृक् तदा तेषु विरूपभावः ! ॥

६०

रसायनं सेवतु सर्वदापि
भुङ्क्तां पुनः पौष्टिकभोजनानि ।
तथापि नो नङ्क्ष्यति देह–कुम्भे
भस्मावशेषीभवनस्वभावः ॥

૫૭

શરીર ક્ષણધ્વંસી છે, લક્ષ્મી વિનશ્વર છે, મૃત્યુ સદા પાસેજ છે. માટે સમજુ માણસે ધર્મસાધનમાં પ્રમાદ ન કરતાં નિરન્તર ઉદ્યત રહેવું ઘટે.

૫૮

શરીરને પોષી અને અલંકૃત કરી હમેશાં વિલાસ ભોગવે છે; પણ તે માટે તું અહીં આવ્યો નથી. તારી કર્ત્તવ્ય-દિશા સમજ !

૫૯

સુન્દર રોચક ભોજન લીધાં હોય અને અદ્દ્ભુત રસનાં પીણાં પીધાં હોય પણ જ્યારે શરીર તેને બહાર ફેંકે છે ત્યારે તેમાં કેવી વિરૂપતા હોય છે !

૬૦

હમેશાં રસાયણ સેવો અને પૌષ્ટિક ભોજન કરો, તો પણ આ દેહ-કુમ્ભનો જે ભસ્માવશેષ બનવાનો સ્વભાવ છે તે મટવાનો નથી.

६१

गेगै प्रपूर्णे भविना शरीर-
मन्त स्थितेष्वेपु जनो मदान्ध ।
यदा बहिस्ते प्रकटीभवन्ति
दीनानन पश्यति दु खमेव ॥

६२

शरीरमोह परिहाय चेत -
शुद्धचै प्रयत्न सतत विधेय ।
न देहशुद्धौ पुरुषार्थसिद्धि-
श्चित्ते तु शुद्धे पुरुषार्थसिद्धि ॥

६३

अन्यत्र मोक्षान्नहि वास्तव शं
देहश्च मोक्षश्च मिथो विरुद्धौ ।
मुमुक्षवस्तेन न देहमोह
कुर्वन्ति, कुर्वन्ति बुभुक्षवस्तु ॥

६४

अस्मादसारद् वपुषो यथार्थं
सारं समाकर्षसि यद्यवाप्तुम् ।
परोपकारेण महाव्रतेन
स्वस्योपकारं मतिमन् ! विधेहि ॥

૬૧

દેહધારીનું શરીર રોગોથી ભરપૂર છે. એ રોગો અન્દર હોય ત્યાં સુધી માણસ મદાન્ધ છે; પણ જ્યારે તે બહાર આવે છે ત્યારે માણસ બાપડો દીન બની જાય છે અને સર્વત્ર દુઃખ જ ભાળે છે.

૬૨

શરીરમોહ દૂર કરી ચિત્તની શુદ્ધિ માટે પ્રયત્નશીલ થવું જોઇએ. દેહશુદ્ધિમાં પુરુષાર્થસિદ્ધિ નથી, પણ ચિત્તની શુદ્ધિમાં પુરુષાર્થસિદ્ધિ છે.

૬૩

મોક્ષ સિવાય અન્યત્ર વાસ્તવિક સુખ નથી; અને દેહ તથા મોક્ષ પરસ્પર વિરુદ્ધ છે. માટે મુમુક્ષુઓ દેહ-મોહમાં નથી પડતા. પણ એ મોહમાં બુભુક્ષુઓ (ભોગેચ્છુ) પડે છે.

૬૪

ઓ સુજ્ઞ! આ અસાર શરીરમાંથી વાસ્તવિક સાર મેળવવા ઇચ્છા હોય તો પરોપકારનું મહાન્ વ્રત સ્વીકાર કર. પરોપકારથી આત્મોપકાર સાધ.

६५

येनैव देहेन विवेकहीनाः
संसारबीजं परिपोषयन्ति ।
तेनैव देहेन विवेकभाज
संसारबीज परिशोषयन्ति ॥

६६

मिष्टान्नभोगं कुरुतः समानं
द्वौ मानुषावेकतरस्तु तत्र– ।
बध्नाति कर्माणि निहन्ति चान्यो
मोहे विवेके च विजृम्भमाणे ॥

६७

चेद् भावतो जीववधो न जातो
जात' पुनः पश्यत एव यातः ।
तथापि हिंसाफलमादिमे स्या–
न्मूढे, द्वितीये न धृतोपयोगे ॥

६८

अशुद्धमन्तःकरण भ्रमाय
विशुद्धमन्त.करणं शिवाय ।
मनोमलानां प्रतिघात एव
महत्तमं पौरुषमामनन्ति ॥

૬૫

જે શરીર વડે વિવેકહીન સંસારના બીજને પુષ્ટ કરે છે, તે જ શરીર વડે વિવેકશાલી સંસારના બીજને મુકવી નાંખે છે.

૬૬

બે માણસો સમાન મિષ્ટાન્ન જમી રહ્યા છે. તેમાં એક મોહવશ હોઇ જમતાં જમતાં કર્મ બાંધે છે, જ્યારે બીજો વિવેકદષ્ટિના યોગે કર્મને હણે છે.

૬૭

કદાચ દોડતા માણસથી જીવવિરાધના ન થઇ અને જોઇને ચાલતા માણસથી જીવવિરાધના થઇ. છતાં હિંસાનો દોષ પહેલા ઉપયોગમૂઢ માણસને લાગે, પણ બીજા ઉપયોગસમ્પન્નને ન લાગે.

૬૮

અશુદ્ધ અન્તઃકરણ ભ્રમણ માટે છે અને વિશુદ્ધ અન્તઃકરણ કલ્યાણ માટે છે. મ્હોટામાં મ્હોટો પુરુષાર્થ મનના મેલને કાપવામાં છે.

६९

रागं च रोषं च परत्र कुर्वन्
वृथा जनो यापयति स्वजन्म ।
सुखं च शान्तिः परमार्थवृत्त्या
चित्तस्य साम्यं भजतो भवेताम् ॥

७०

परोन्नतौ किं परिखिद्यसे त्वं
परक्षतौ किं वहसे प्रमोदम् ? ।
स्पृशन्ति नान्यं तव दुर्विकल्पा–
स्त्वामेव बध्नन्ति तु कर्मपाशैः ॥

७१

दुश्चिन्तनं यत् क्रियते परत्र
प्रतिध्वनिः स्वं समुपैति तस्य ।
आघाततोऽन्यत्र विधीयमानात्
प्रत्याहतिः स्वं समुपस्थिता स्यात् ॥

७२

परोन्नतौ चेत् तव दुष्प्रयत्नैः
क्षतिर्भवेत् कस्तव तत्र लाभः ? ।
पुष्णन्नसूयां विफलं परत्र
स्वस्यैव हानिं कथमातनोषि ? ॥

૬૯

બીજા પર રાગ ને રોષ કરતો મન્દમતિ પોતાની જિન્દગીને વૃથા ગુમાવે છે. ચિત્તની સમવૃત્તિ જેણે પ્રાપ્ત કરી છે તેને જ સાચું સુખ અને વાસ્તવિક શાન્તિ પ્રાપ્ત છે.

૭૦

બીજાની ઉન્નતિમાં તું ખિન્ન થાય છે અને બીજાની હાનિમાં ખુશ થાય છે એ શા માટે ? યાદ રાખ કે તારા દુષ્ટ વિકલ્પો બીજાને સ્પર્શતા નથી, પણ ઉલટું તનેજ કર્મના પાશોમાં જકડે છે.

૭૧

બીજાને માટે જે બુરૂં ચિંતવાય છે, તેની પ્રતિધ્વનિ પોતાનીજ ઉપર પડે છે. માણસ બીજા પર આઘાત કરે છે, પણ તેનો પ્રત્યાઘાત તેને પોતાનેજ લાગે છે.

૭૨

તારા અધમ પ્રયત્નોથી બીજાની ઉન્નતિને ધક્કો પહોંચે તેમાં તને શો લાભ ? ફોગટ બીજા ઉપર અસૂયા પોષતો શા માટે તું તારી પોતાનીજ હાનિ કરી રહ્યો છે ?

७३

धर्मो महानस्ति परोपकारः
परापकारे महदस्ति पापम्।
विहाय धर्मं चरणं च पापे
सुधामनादृत्य विषस्य पानम्॥

७४

जागर्त्ति पुण्यं प्रबलं यदीयं
प्रवर्धमानोदयभागधेयम्।
तमन्यथाकर्तुमलं न कोऽपि
कस्मैचिदीर्ष्येन्न विवेकि चेतः॥

७५

अभ्युन्नतिश्चावनतिश्च यत् स्यात्
पुण्यस्य पापस्य च जृम्भितं तत्।
क्षीणे च पुण्येऽभ्युदयो व्यपैति
तन्नश्वरे शर्मणि को विमोहः!॥

७६

ऐश्वर्यमालोक्य भुवां विचित्रं
चित्रीयसे मुह्यसि वा कथं त्वम्?।
विपाक एवास्ति हि कर्मणोऽसौ
पाताय दुःखस्य च पुण्यभोगः॥

૭૩

પરોપકાર એ મહાન્ ધર્મ છે અને પરાપકાર એ મહાન્ પાપ છે. ધર્મ છોડી પાપ આચરવું એ અમૃત મૂકી વિષ પીવા જેવું છે.

૭૪

જેનું પ્રબલ પુણ્ય જાગતું છે તેના વૃદ્ધિશાલી ભાગ્યોદયને અન્યથા કરવા દુનિયામાં કોઇ સમર્થ નથી. પછી ઇર્ષ્યા શા માટે ? વિવેકી હૃદય કોઇ ઉપર ઇર્ષ્યા ન કરે.

૭૫

દુનિયામાં ' ચઢતી ', ' પડતી ' એ પુણ્ય, પાપનું વિસ્ફુરણ છે. પુણ્ય ખલાસ થતાં ઉદયનો અન્ત આવે છે. પછી નાશવન્ત સુખ પર મોહ શો ?

૭૬

દુનિયામાં વિચિત્ર પ્રકારનાં ઐશ્વર્ય જોઇ તું કેમ તાજ્જુબ થાય છે ? કેમ મોહ પામે છે ? એ કર્મનો વિપાક છે. અને પુણ્યનો ભોગવટો લુબ્ધ પ્રાણીને પતનનું કારણ થાય છે.

७७

इन्द्रा सुराश्चक्रभृतो नरेन्द्रा
　　महौजस श्रीपतय सुरूपा ।
सर्वेऽपि कर्मप्रभवा भवन्ति
　　कस्तत् सता कर्मफले विमोह ! ॥

७८

विभाव्य धीमान् क्षणिकं समग्रं
　　विश्वप्रपञ्चं निपुणं स्वदृष्ट्या
मोहानधीनं स्वमनो विधाय
　　गच्छेत् पथेनात्महितावहेन ॥

७९

सदा निरीक्षेत निजं चरित्रं
　　यच्छुद्धिमाप्नोति विहीयते वा
हानिं च वृद्धिं च धनस्य पश्यन्
　　मूढ स्ववृत्ते न दृशं करोति ॥

८०

करोषि दृष्टिं न गुणे परस्य
　　दोषान् ग्रहीतुं तु सदाऽसि सज्ज ।
युक्तं न ते शूकरवत् पुरीपे
　　परस्य दोषे रमणं विधातुम् ॥

૭૭

ઇન્દ્રો, દેવો, ચક્રવર્તીઓ, નરેન્દ્રો અને મહાન્ વીરો, ધનપતિઓ તથા સુન્દર રૂપમૂર્ત્તિઓ એ બધા કર્મથી સર્જાયલા છે. પછી કર્મ-રંગમાં સુજ્ઞને મોહ શો હોય?

૭૮

સમગ્ર વિશ્વપ્રપંચને પોતાની દૃષ્ટિથી બરાબર ક્ષણિક સમજી અને પોતાના ચિત્તને મોહથી સ્વતન્ત્ર બનાવી આત્માના હિતસાધક માર્ગે પ્રગતિ કરવી ઘટે. ત્યાંજ બુદ્ધિનું સાફલ્ય છે.

૭૯

હમેશાં મનુષ્યે પોતાના ચારિત્રનું નિરીક્ષણ કરવું જોઇએ કે તે સુધરતું જાય છે કે બગડતું જાય છે. મૂઢ માણસ પોતાના ધનની હાનિ-વૃદ્ધિ પર ધ્યાન રાખે છે, પણ પોતાના ચારિત્રની શી દશા છે તે તરફ ધ્યાન આપતો નથી.

૮૦

બીજાના ગુણ પર તારી દૃષ્ટિ જતી નથી, પણ બીજાના દોષો ગ્રહણ કરવામાં તું હમેશાં તૈયાર રહે છે. જેમ ભુંડને અશુચિમાં મજાહ પડે છે, તેમ તને બીજાના દોષોમાં આનન્દ પડે છે. પણ એ ઠીક નથી.

८१

दोषानुबद्ध सकलोऽपि लोको
निर्दूषणस्त्वस्ति स वीतराग ।
न कि पुनः पश्यसि दह्यमान–
महो ! स्वयोरेव पदोरधस्तात् ! ॥

८२

वृथान्यचिन्ता कथमातनोषि ?
वृथान्यकार्ये किमुपस्थितः स्याः ? ।
किं धूमपुञ्जं यतसे ग्रहीतु
विकल्पजाल मनसि प्रतन्वन् ? ॥

८३

अपाचिकीर्षुर्यदि दु खयोगं
निवारय स्व चरिताविलत्वम् ।
सुखश्रियं वाञ्छसि वास्तवी चेत्
सदा सदाचारपरायण स्या ॥

८४

सुखस्य दु खस्य न कोऽपि दाता
जीव समुत्पादयति स्वय तत् ।
दु खं समाहूय च दूयतेऽज्ञ–
स्तदेति नामन्त्रणमन्तरेण ॥

૮૧

દોષયુક્ત આખું જગત્ છે. નિર્દોષ તો એક માત્ર વીતરાગ પરમાત્મા છે. પણ તું તારા પોતાનાજ પગ નીચે બળતું કેમ જોતો નથી ?

૮૨

નકામો શા માટે પારકી ચિન્તા લઇ ફરે છે ? વ્યર્થ કેમ પારકી પંચાતમાં પડે છે ? મનની અન્દર વિકલ્પજાળ રચી ધૂમાડાના બાચકા ભરવા જેવું કેમ કરે છે ?

૮૩

દુઃખના સંયોગને ખસેડવાં ચાહતો હોય તો દુરાચરણ મૂકી દે. સાચું સુખ મેળવવું હોય તો સદા સદાચારપરાયણ બન.

૮૪

સુખ, દુઃખ આપનાર બીજું કોઇ નથી. જીવ પોતે તે પેદા કરે છે. દુઃખને બોલાવીને પછી અજ્ઞ પ્રાણી દુઃખી થાય છે. કેમકે આમન્ત્રણ વગર દુઃખ પણ ક્યાં આવવા નવરૂં છે ?

८५

सुख च दुःखं च शरीरिपृष्ठे
लग्ने यथाकर्मविपाकयोगम् ।
मत्तो न तु स्यादुदये सुखस्य
न व्याकुलः स्याद् विपदश्च योगे ॥

८६

निशाविरामे दिवसः समेति
दिनावसाने च निशोपयाति ।
एवम्प्रकारं सुखदुःखचक्रं
विज्ञाय सुज्ञो न भवेदधीरः ॥

८७

उदेति रक्तोऽस्तमुपैति रक्त.
सहस्रभानुर्विदितो यथैपः ।
तथा महान्तोऽपि समत्वभाजः
सम्पत्तियोगे च विपत्तियोगे ॥

८८

समुज्ज्वलं स्यात् कनकं यथाग्नौ
विपत्तियोगेऽपि महांस्तथैव ।
दुःखप्रसङ्गः खलु सत्त्व–हेम्न.
परीक्षणे स्यात् कषपट्टिकेव ॥

८५

કર્મવિપાકના યોગ અનુસાર સુખ, દુઃખ પ્રાણીની પાછળ લાગેલાં છે. પણ સુખનો લાભ થતાં ઉન્મત્ત ન થઇએ અને દુઃખ આવતાં વ્યાકુળ ન થઇએ.

૮૬

રાત્રિનો વિરામ થતાં દિવસ ઉગે છે અને દિવસ અસ્ત થતાં રાત પડે છે. આ પ્રમાણે જગતમાં સુખ-દુઃખનું ચક્ર ચાલ્યા કરે છે. આમ સમજી સુજ્ઞ જન અધીરો ન થાય.

૮૭

જેમ સૂર્ય ઉદય પામતાં લાલ હોય છે અને અસ્ત થતાં પણ લાલ હોય છે; તેમ મહાન્ આત્માઓ સમ્પત્તિ અને વિપત્તિના સમયમાં સમભાવશીલ હોય છે.

૮૮

અગ્નિના તાપમાં સુવર્ણ જેમ શુદ્ધ થાય છે, તેમ મહાન્ આત્મા વિપત્તિના વખતમાં વિશેષ ઉજ્જ્વળ બને છે. દુઃખપ્રસંગ સત્ત્વરૂપ સુવર્ણની પરીક્ષા કરવામાં કસોટી જેવો છે

८९

प्राप्ता विपत्तिर्नियमेन भोग्या
दुर्ध्यानतो नैव निवार्यते सा।
सहेत तां शान्ततया विवेकी
दुर्ध्यानतः प्रत्युत कर्मबन्धः॥

९०

महान्तमादर्शमवेयिवांस
स्वरूपलाभे सततं यतन्ते।
स्वरूपलाभे सति नास्ति किञ्चित्
प्राप्तव्यमित्यात्मसुखः सदा स्यात्॥

९१

अयं जनो मातृसुखः शिशुत्वे
तारुण्यकाले तरुणीसुखश्च।
जराऽऽगमे पुत्रसुखः पुनः स्याद्
विमूढधीरात्मसुखस्तु न स्यात्॥

९२

आदौ भवेच्छूकरवत् पुरीषे
ततः पुनर्मन्मथगर्दभः स्यात्।
जरद्गवः स्याज्जरसः प्रहारे
भवेन्मनुष्यो न पुनर्मनुष्यः॥

૮૯

પ્રાપ્ત વિપત્તિ અવશ્ય ભોગવવી પડે છે. દુર્ધ્યાનથી તે નિવારી શકાતી નથી. એટલા માટે શાન્તિપૂર્વક સહન કરી લેવી રહી. દુર્ધ્યાનથી ઉલટું કર્મ બંધાય.

૯૦

મહાન્ આદર્શનો જેમને અનુભવ થયો છે તેઓ સ્વરૂપલાભની દિશામાં હમેશાં પોતાનો પ્રયત્ન ચાલુ રાખે છે. આત્મલાભ થતાં કંઇ પણ બીજું પ્રાપ્ત કરવાનું રહેતું નથી. માટે આત્માભિમુખ થવામાં કલ્યાણ છે.

૯૧

આ માણસ બાલપણામાં માતાની તરફ મ્હોં કરી બેસે છે, યૌવનકાળમાં સ્ત્રી તરફ મ્હોં ફેરવે છે અને વૃદ્ધાવસ્થામાં પુત્ર સામું મોઢું કરે છે. પણ મૂઢમતિ કદી આત્મા તરફ મુખ કરતો નથી.

૯૨

આ માણસ પ્રથમ તો ( બચપણમાં ) અશુચિમાં ભૂંડની જેમ આળોટતો હોય છે; પછી ( જુવાની આવતાં ) કામચેષ્ટામાં જખેડા જેવો બને છે; અને એ પછી ઘડપણમાં એની બુઢા બળદ જેવી હાલત થાય છે. પણ મનુષ્ય મનુષ્ય બનતો નથી.

९३

लाभार्थमाध्यात्मिकजीवनस्य
देवा अपीप्सन्ति मनुष्य–जन्म ।
तदेव किं त्वं मलिनीकरोषि
प्रमादपङ्के हृदि चेत किञ्चित् ! ॥

९४

सदैहिकं साधयतुं परोऽसि
परन्तु किञ्चित् सहगामि नास्ति ।
यद्यस्ति किञ्चित् त्वयि बुद्धितत्त्व–
माध्यात्मिकं चिन्तय तर्हि शुद्धम् ॥

९५

जीर्णा जरा किं मरणं मृतं किं
रोगा हताः किं युवता स्थिरा किम् ? ।
किं सम्पदो निश्चितनित्ययोगा
यन्निर्विशङ्को विषयानुषङ्गः ? ॥

९६

पट्विन्द्रियत्वे मनसः स्फुरत्त्वे
स्वस्थे च देहे पुरुषार्थसिद्धौ ।
यतस्व, वार्धक्य उपागते तु
किञ्चिन्न कर्तुं प्रभविष्यसि त्वम् ॥

૯૩

આધ્યાત્મિક જીવનના લાભ માટે દેવો પણ મનુષ્ય-જન્મની પ્રાપ્તિ ઇચ્છે છે. તે જ મનુષ્યજન્મને તું પ્રમાદરૂપ કાદવમાં કેમ રગદોળી રહ્યો છે? હૃદયમાં જરા વિચાર કર.

૯૪

હમેશાં આ જિન્દગીના ભોગો સાધવાની મહેનતમાં તું લાગ્યો રહે છે. પણ નક્કી સમજ કે કંઇ પણ સાથે ચાલનાર નથી. તારામાં જો કંઇ બુદ્ધિનું તત્ત્વ હોય તો વિશુદ્ધ આધ્યાત્મિક ચિન્તનમાં તેનો ઉપયોગ કર.

૯૫

શું જરા જીર્ણ થઇ ગઇ છે, મરણ મરી ગયું છે, રોગો હણાઇ ગયા છે, યૌવન સ્થિર થયું છે અને શું લક્ષ્મીએ શાશ્વત સમ્બન્ધ રાખવાનો નિર્ધાર કર્યો છે કે વિષયભોગમાં નિઃશંક મંડ્યો રહે છે?

૯૬

ઇન્દ્રિયોની પટુતા છે, મનની સ્ફૂર્તિ છે અને શરીર સ્વસ્થ છે એ હાલતમાં પુરુષાર્થ સાધવા પ્રયત્ન કરી લે. પછી વૃદ્ધાવસ્થા આવતાં કંઇ કરી શકીશ નહિ.

९७

कर्मोद्भव नाटकमेतदस्ति
क्षणाद् विलीन शरदभ्रवत् स्यात् ।
सुस्पष्टवैरस्य इह प्रपञ्चे
न बुद्धिमान् मोहवशम्वद. स्यात् ॥

९८

क्षुत्क्षामकुक्षिः क्षितिपोऽपि भिक्षू–
रोगैर्महौजा अपि जर्जरः स्यात् ।
अधः पतेद् दारुणमुन्नतोऽपि
विनश्वरोऽय भवभूतियोग. ॥

९९

दु खान्यपाराण्यनुभूय यत्र
शरीरभाजो जनिमाप्नुवन्ति ।
विलोक्य तत् स्थानकमेव भूयो
हृष्यन्ति हा ! दारुण एष काम ! ॥

१००

भवेन्मतिश्चेद् विषयानुषक्त्या
शर्म समायास्यति कामतर्ष. ।
तदेतदज्ञानविजृम्भितत्व
विवर्धते पावकवद् घृतेन ॥

૯૭

આ કર્મસમુદ્ભૂત નાટક છે: શરદ્‌નાં વાદળની જેમ ક્ષણવારમાં વિખરાઈ જાય છે. સ્પષ્ટ વિરસ આ પ્રપંચમાં બુદ્ધિમાન્ મોહવશ ન થાય.

૯૮

રાજા પણ ક્ષુધાક્ષામકુક્ષિ બની ભિક્ષા સારુ રખડે છે અને મહાન્ બલવાન્ પણ રોગોથી જર્જરદેહ બની જાય છે. ઉન્નત દશાએ પહોંચેલાનું પણ ઘોર અધઃપતન થાય છે. ખરેખર ભવ–વિભૂતિ વિનશ્વર છે.

૯૯

જે સ્થાનમાં અપાર દુઃખો અનુભવી મનુષ્ય જન્મ લે છે, તે જ સ્થાનને ફરી અવલોકતાં માણસ ખુશ થાય છે. અહો ! ગજબ કામવાસના !

૧૦૦

વિષયાનુષંગથી કામતૃષ્ણા શાન્ત પડશે એમ જે કોઇ માનતો હોય તો તે ભૂલભરેલું છે. ઘીની આહુતિથી અગ્નિ જેમ વધે છે, તેમ વિષયભોગથી કામતૃષ્ણા વધે છે.

१०१

प्रतिष्ठिता यत्र शरीरशक्ति–
रधिष्ठितो यत्र धियो विकास ।
व्यवस्थिता यत्र सुरूप कान्ति–
र्मोहावृतो हन्ति तदेव वीर्यम् ॥

१०२

वैराग्यपीयूषरसेन धौत–
मप्याशु चेतो मलिनं पुन स्यात्– ।
विकारहेतौ निकट प्रयाते,
आत्मा स्वयं हन्ति हि दुर्बल स्वम् ॥

१०३

जगत्त्रयीशासनशक्तितोऽपि
मनोवशीकारबलं प्रधानम् ।
विकारहेतौ सति विक्रियन्ते
न ये त एव प्रभवो यथार्था ॥

१०४

ध्येयस्थिर संविकसद्विवेकं
प्रचण्डधैर्यं विषयाद् विरक्तम् ।
अध्यात्मचिन्तानिरतं मनश्चेत्
किं तस्य कुर्यान्मदन शिखण्डी । ॥

१०१

જેની અન્દર શરીરનું બળ સમાયલું છે, જેના પર બુદ્ધિવિકાસનો આધાર છે અને જેમાં સૌન્દર્ય ઉપજાવવા-ની શક્તિ છે તે જ વીર્યને મોહાચ્છન્ન જન હણી નાંખે છે !

૧૦૨

વૈરાગ્યરૂપ અમૃતરસથી ધોવાયલું મન પણ વિકારનું સાધન પાસે આવતાં ફરી પાછું એકદમ મલિન થઇ જાય છે. ખરેખર નિર્બળ આત્મા પોતે જ પોતાને હણે છે.

૧૦૩

ત્રણ જગતનું શાસન કરવાના બળ કરતાં પણ મનને વશ કરવાનું બળ ચઢી જાય છે. વિકારહેતુની ઉપસ્થિતિમાં પણ જેઓ વિકારવશ થતા નથી, તેઓ જ સાચા વીર છે.

૧૦૪

મન ધ્યેય પર સ્થિર હોય, વિવેકથી વિકસિત હોય, પ્રચંડ ધૈર્યસમ્પન્ન હોય, વિષયથી વિરક્ત હોય અને અધ્યાત્મચિન્તાનિરત હોય તો કલીબ કામ તેને શું કરવાનો હતો !

१०५

यथा मन सारथिरिन्द्रियाश्वान्
युङ्क्ते तथा ते विषयेषु यान्ति ।
निपातयन्त्याशु च तत्र जीव–
मतोऽधिक क परतन्त्रभाव ! ॥

१०६

विनश्वरं विश्वमसारमेतत्
ज्ञात्वा स्थिरीकृत्य मनः स्वकीयम् ।
विचारयान्तःकरणे यथावत्
कल्याणसंसाधनमात्मन क्व ॥

१०७

स एव धीरो बलवान् स एव
स एव विद्वान् स पुनर्महात्मा ।
येनेन्द्रियाणामुपरि स्वसत्ता
विस्तारिता मानसनिर्जयेन ॥

१०८

जितेन्द्रिय शान्तमन प्रतिष्ठितं
कषायमुक्त ममताविवर्जितम् ।
विरक्तिभाजं स्तुमहे महात्मकं
स एव सारं लभते स्म जीवनात् ॥

૧૦૫

મનરૂપ સારથિ ઇન્દ્રિયરૂપ ઘોડાઓને જેમ પ્રેરે છે તેમ તે ઘોડાઓ વિષયોમાં જાય છે અને જીવને ત્યાં પટકે છે. આથી વધુ પરાધીનતા બીજી કઇ હોય !

૧૦૬

આ બધું વિનશ્વર અને અસાર સમજી, અને પોતાના મનને સ્થિર કરી અન્તઃકરણમાં બરાબર વિચાર કર કે આત્માનું સાચું કલ્યાણ શેમાં છે !

૧૦૭

તે જ ધીર છે, તે જ બલવાન્ છે, તે જ વિદ્વાન્ છે અને તેજ મહાત્મા છે, કે જેણે પોતાના મનને કાબૂમાં કરી પોતાની ઇન્દ્રિયો ઉપર પોતાની સત્તા જમાવી છે.

૧૦૮

જિતેન્દ્રિય, શાન્તમનઃપ્રતિષ્ઠિત, કષાયમુક્ત અને મમતાવિરહિત એવા વિરક્ત આત્મયોગીને અમે સ્તવીએ છીએ. જીવનનો ખરો સાર એણે જ મેળવ્યો છે.

१०९

सुखं वाञ्छन् सर्वस्त्रिजगति तदर्थं प्रयतते
तथापि क्लेशौघान् सततमनुवोभोति त्रिविधान् ।
तदेव संसार विषयविपदु स्यैकगहन
विदित्वा नि सङ्गीभवति रमते चात्मनि बुध ॥

११०

पूर्णानन्दस्वभाव परमविभुरय शुद्धचैतन्यरूप
सर्वोद्भासिप्रकाशोऽहह तदपि जडे कर्मभि संविलग्य ।
म्लानि नीतो नितान्तं तदथ विमलता नेतुमेनं यतध्व
प्रागुक्तं चात्र भूय स्मरत दृढतया कर्मभूमि स मोह ॥

१११

कृत्वा स्वस्थं हृदय-कमलं मुक्तबाह्यप्रसङ्गं
शान्त्यारामे समुपविशतोद्धर्तुमात्मानमुच्चै –।
मन्त्र हहो ! कुरुत सुधियोऽनादित पाशबद्धं
क स्यात् स्वात्मोपरि हतदयो मूढधीशेखरोऽपि ! ॥

११२

इत्येव गृहिणोऽपि चेतसि सदा सद्भावनालम्बनाद्
अध्यात्मं रचयन्ति चारुचरितास्तत्त्वप्रबोधोज्ज्वला ।
एतेनैव पथा च तेऽपि भवतो मुच्यन्त एवासुखाद् ,
इत्येव परिभावित परिमितोऽध्यात्मोपदेशो मृदु ॥

१०९

ત્રણ જગતમાં સર્વ પ્રાણીઓ સુખને ચાહે છે અને તે માટે પ્રયત્ન કરે છે, છતાં હમેશાં જાતજાતનાં દુઃખો ભોગવે છે. આમ, સંસાર વિષયરૂપ વિષનાં દુઃખોનું ગહન જંગલ છે એમ સમજી સુજ્ઞ જન નિઃસંગ દશા પ્રાપ્ત કરી આત્મદશામાં રમણ કરે છે–આત્મદશામાં રમણ કરવાનું યોગ્ય ધારે છે.

११०

પૂર્ણ આનન્દસ્વભાવ, પરમવિભુ, શુદ્ધ ચૈતન્યરૂપ અને સર્વપ્રકાશક જ્યોતિઃસ્વરૂપ એવા આત્માને પણ જડ કર્મોએ વળગીને અત્યન્ત મલિન હાલતમાં મૂકી દીધો છે. હવે એને પાછો નિર્મળ સ્થિતિમાં લાવવા પ્રયત્ન ફોરવો. અને, આગળ કહેવાયું છે તેમ, કર્મની ભૂમિ એક માત્ર મોહ છે એ વાતને સ્મરણમાં રાખો.

१११

સુજ્ઞો ! બહારના પ્રસંગો મૂકી હૃદય–કમળને સ્વસ્થ બનાવી શાન્તિના બગીચામાં ઉપસ્થિત થાઓ ! અને અનાદિપાશબદ્ધ આત્માના ઉદ્ધાર માટે મહાન્ પરામર્શ કરો. પોતાના ઉપર કોણ નિર્દય હોય ! મૂઢમાં મૂઢ પણ એવો ન હોય.

११२

આ પ્રમાણે, સદાચરણસમ્પન્ન અને તત્ત્વબોધથી ઉજ્જવળ એવા ગૃહસ્થો પણ હમેશાં સદ્ભાવનાનું આલમ્બન લઈ પોતાના ચિત્ત પર અધ્યાત્મની રચના કરી શકે છે. અને આ જ માર્ગે તેઓ પણ દુઃખપૂર્ણ સંસારથી છૂટી શકે છે.

આમ અધ્યાત્મનો પરિમિત અને સુગમ ઉપદેશ આ પ્રથમ પ્રકરણમાં ભાખ્યો.

१

योगाधिरोहो न हि दुष्करश्चेत्
किं दुष्करं तर्हि जगत्त्रयेऽपि ।
योगस्य भूमावधिरोहणार्थ-
मादावुपायः परिदर्श्यतेऽयम् ॥

२

भक्तिर्गुरूणां परमात्मनश्चाऽऽ-
चारस्य शुद्धिस्तपसि प्रवृत्तिः
निःश्रेयसे द्वेषविवर्जितत्व-
मियं सताऽदर्श्यत 'पूर्वसेवा' ॥

३

पिता च माता च कलागुरुश्च
ज्ञातेयवृद्धा पुनरेतदीयाः ।
धर्मप्रकाशप्रवणाश्च सन्त
सतां मतः श्रीगुरुवर्ग एषः ॥

४

कर्त्तव्य एतस्य सदा प्रणाम-
श्चित्तेऽप्यमुष्मिन् बहुमान एव ।
पुरोऽस्य सम्यग् विनयप्रवृत्ति-
र्नावर्णवादस्य निशामनं च ॥

१

યોગપથ પર આરોહણ કરવું જો દુષ્કર ન હોય તો ત્રણ જગત્‌માં કંઇએ દુષ્કર નથી. યોગની ભૂમિ પર આરોહણ માટે આ આદિ ઉપાય બતાવવામાં આવે છે.

२

ગુરુઓની ભક્તિ, પરમાત્માની ઉપાસના, આચાર-શુદ્ધિ, તપ, અને મોક્ષ વિષે અદ્વેષ વૃત્તિ આટલી બાબતો 'પૂર્વસેવા 'ના નામથી બતાવવામાં આવી છે.

३

પિતા, માતા, વિદ્યાગુરુ અને તેમના જ્ઞાતીય વડેરા તથા ધર્મપ્રકાશક સાધુ જનો એ બધા ગુરુવર્ગમાં ગણાયા છે.

४

આ ગુરુવર્ગને સદા નમન કરવું. એમને માટે ચિત્તમાં બહુમાન રાખવું. એમની સમક્ષ ઉચિત વિનયા-ચરણ રાખવું. એમના વિષેના અવર્ણવાદ ન સાંભળવા.

५

आराध्यभावः प्रथमोऽस्ति पित्रो-
विमानयंस्तौ लघुधीर्बुधोऽपि-
आराधयेद् धर्मगुरुक्रमौ किं
नाबद्धमूलस्तरुरेधते हि ॥

६

महोपकारौ पितरौ प्रसिद्धौ
कर्त्तव्यमाद्यं हि तयोरुपास्तिः ।
मोहाकुलास्ते परिताप्य ये ता-
विच्छन्ति धर्माचरणं विधातुम् ॥

७

वृद्धस्य सेवा गुरुलोकसेवा
ग्लानस्य सेवा पुनरार्तसेवा ।
कल्याणलाभस्य महान् स पन्थाः
सेवाप्रधानो हि मनुष्यधर्मः ॥

८

अपक्षपाताः शुचितत्त्वबोधा
महाव्रतेषु स्थिरतां दधानाः ।
असङ्गिनः शान्त-गभीर-धीरा
धर्मोपदेशा गुरवो गिरन्तः ॥

५

સહુથી પ્રથમ આરાધ્ય સ્થાન માતાપિતાનું છે. તે પંડિત માણસ પણ મન્દમતિ છે કે જે તેમની સાથે અનાદરભાવથી વર્તે છે. એવો માણસ ધર્મગુરુની ચરણ-ભક્તિ પણ શું કરશે ! જેનું મૂળ મજબૂત નથી તે વૃક્ષ શું વધવાનું હતું !

૬

માતાપિતા મહાન્ ઉપકારી તરીકે પ્રસિદ્ધ છે. તેમની ભક્તિ એ પ્રથમ કર્ત્તવ્ય છે. તે માણસો મોહાકુલ છે કે જેઓ તેમને સન્તાપમાં બળતાં મૂકી ધર્મસાધન કરવાની આકાંક્ષા રાખે છે.

૭

વૃદ્ધની સેવા, વડીલોની સેવા, ગુરુઓની સેવા, ગ્લાનની સેવા અને દુઃખીની સેવા એ કલ્યાણપ્રાપ્તિનો મહાન્ માર્ગ છે. સેવા એ મુખ્ય મનુષ્યધર્મ છે.

૮

જેઓ પક્ષપાતરહિત છે, જેઓ શુદ્ધ તત્ત્વજ્ઞાનથી વિભૂષિત છે, જેઓ મહાવ્રતોની સાધનવિધિમાં નિશ્ચલ છે અને જેઓ શાન્ત, ગમ્ભીર, ધીર તેમજ સંગવિમુક્ત છે એવા વિરક્ત ધર્મપ્રકાશક સન્તો ગુરુ છે.

૯

એવા ગુરુઓ ભવસમુદ્રમાં કેવળ પોતેજ તરવાનો પ્રયત્ન કરે છે એમ નથી, પણ બીજાઓનો ઉદ્ધાર કરવામાં પણ યત્નવાન્ હોય છે. સુજનોનો પ્રયત્ન પરોપકાર માટે હોય છે.

૧૦

જે રાગદ્વેષાદિ સર્વ દોષોથી સર્વથા વિમુક્ત છે અને જેનું જ્ઞાન સકલતત્ત્વપ્રકાશક છે એવો પૂર્ણશુદ્ધ પરમાત્મા 'દેવ' કહેવાય છે.

૧૧

રાગ અને દ્વેષથી આપણે ભરેલા છીએ દેવ પણ એવોજ હોય તો પછી તેમાં ને આપણામાં શો ફેર રહે ? વિજ્ઞો આ વિષયમાં બરાબર વિવેક કરી શકે છે.

૧૨

વીતરાગ સ્થિતિ પરમ પુરુષાર્થના યોગે સાધ્ય છે. એ જ દેવનું મુખ્ય તત્ત્વ છે. રાગાદિ દોષો ક્ષીણ થતાંની વાર જ તત્કાલ પૂર્ણ પરંજ્યોતિ ઉદિત થાય છે.

१३

यो वीतरागः परमेश्वरः सोऽ-
प्रियं प्रियं वा नहि तस्य किञ्चित् ।
रागादिसत्ताऽऽवरणानि नाम
तद्वान् न शुद्धो न च सर्वदर्शी ॥

१४

वयं सरागाः प्रभुरस्तरागः
किञ्चिन्ज्ञताऽस्मासु स सर्ववेदी ।
सोऽनन्तवीर्यो वयमल्पवीर्या
अस्माकमाराध्यतमः स देवः ॥

१५

प्रभोर्गुणानां स्मरणात् स्वचेतः-
शोधप्रवीणीभवनं हि पूजा ।
अपास्य दोषान् गुणचारु वृत्तं
स्रष्टुं मतः कर्मविधिः समग्रः ॥

१६

विलासगोष्ठीं विविधां विधातुं
मिलेत् सहर्षैः समयः सदापि ।
सम्प्रार्थनायै परमेश्वरस्य
नैवाऽवकाशोऽहह मोहरोगः ! ॥

૧૩

જે વીતરાગ છે તે પરમેશ્વર છે. તેને કંઇ પણ પ્રિય કે અપ્રિય નથી. રાગાદિ દોષો એ જ આવરણ છે. એવા આવરણવાળો ન શુદ્ધ હોઇ શકે, ન પૂર્ણતત્ત્વદર્શી હોઇ શકે.

૧૪

આપણે રાગી છીએ, જ્યારે દેવ વીતરાગ છે; આપણે અલ્પજ્ઞ છીએ, જ્યારે તે સર્વવિત્ છે; આપણે અલ્પવીર્ય છીએ, જ્યારે તે અનન્તવીર્ય છે. એ જ કારણ છે કે આપણે માટે એ પરમ આરાધ્ય છે.

૧૫

પરમાત્માના ગુણોના ચિન્તનદ્વારા પોતાના ચિત્ત-સંશોધનમાં તત્પર થવું એનું નામ જ પૂજા છે. પોતાની અન્દર જે બુરાઇઓ હોય તેને દૂર કરી ગુણોજ્જ્વલ જીવન ઘડવા માટે જ સમગ્ર ક્રિયાકાંડ, પૂજાવિધિ વગેરે યોજવામાં આવ્યાં છે.

૧૬

વિવિધ વિલાસો ભોગવવાને હમેશાં ખુશીથી વખત મળી શકે. પણ પ્રભુપ્રાર્થના માટે ફુરસદ ન મળે! કેવો મોહ-રોગ!

१७

असौ यदीयं स्पृहयालु चेत
आत्मोन्नतिं वास्तविकीं समस्ति !
समर्चितुं भागवतीं विभूतिं
कथञ्चिदाप्नोत्यवकाशमेव ॥

१८

लोकापवादैकपदीनिरासः
सुदक्षिणत्वं च कृतज्ञता च ।
सर्वत्र निन्दापरिवर्जनं च
सतां स्तवः प्रस्तुतयोग्यवाक्त्वम् ॥

१९

उदारता दुर्व्ययवर्जनं च
कृतप्रतिज्ञापरिपालनं च ।
नालस्यवश्यं पुनराग्रहश्च
सुयोग्यकार्येषु विवेकबुद्ध्या ॥

२०

अदैन्यमापद्यपि, नम्रता च
सम्पत्प्रकर्षे, महतां च मार्गे— ।
समारुरुक्षाऽऽर्जव—मार्दवे च
सन्तोषवृत्तिः सुविचारता च ॥

१७

જેનું ચિત્ત આત્માની વાસ્તવિક ઉન્નતિ સાધવાને ઉત્સુક છે તે પરમાત્માની મહાન્ જીવન-વિભૂતિના અર્ચનનો વખત જરૂર મેળવી શકે.

૧૮

લોકાપવાદના માર્ગનો ત્યાગ, સુદાક્ષિણ્ય, કૃતજ્ઞતા, નિન્દાવર્જન, સુજનોની ગુણસ્તુતિ, સમયોચિત વાણી-વ્યવહાર,

૧૯

ઉદાર વૃત્તિ, અપવ્યયવર્જન, ગ્રહણ કરેલ પ્રતિજ્ઞાનું પરિપાલન, આલસ્યનો ત્યાગ, યોગ્ય કાર્યોના વિષયમાં વિવેકવિભૂષિત આગ્રહ,

૨૦

આપત્તિના વખતમાં અદીનભાવ, સમ્પત્તિના પ્રકર્ષમાં નમ્ર વૃત્તિ, મહાન્ પુરુષોના માર્ગ પર આરોહણ કરવાની અભિલાષા, ઋજુતા, મૃદુતા, સન્તોષવૃત્તિ, સુવિચારણા,

२१

सिद्धान्तहानिर्नहि लोकभीते
　　सर्वत्र चौचित्यविधायकत्वम् ।
एवम्प्रकार स्वयमूहनीय
　　सद्भि सदाचार उदारबुद्धचा ॥
[ चतुर्भि कलापकम् ]

२२

स्वजीवनं कीदृशमुच्चनीति
　　सम्पादयेद् योगपथारुरुक्षु ।
तदेतदेतेन विचारकाणा
　　मनोभुवा स्पष्टमुपागतं स्यात् ॥

२३

बहुप्रकार तप आमनन्ति
　　युक्तं यथाशक्ति तपो विधातुम् ।
देहस्य शुद्धिर्हृदयोज्ज्वलत्व
　　विवेकतस्तत्र विधीयमाने ॥

२४

किञ्चिद् व्यथायामपि सम्भवन्त्या-
　　मनादरस्तत्र न संविधेय ।
अभ्यासतोऽग्रे सुकर भवेत् तत्
　　कष्टाद् विना क्वास्ति च सिद्धिलाभ ! ॥

૨૧

લોકભયથી પોતાના સિદ્ધાન્તોથી વિચલિત ન થવું અને સર્વત્ર ઔચિત્યનું આચરણ; આ પ્રકારનું સદાચરણ એ સદાચાર છે.

૨૨

યોગમાર્ગ પર આરોહણ કરવાનો અભિલાષી પોતાના જીવનને કેવું ઉચ્ચ નીતિસમ્પન્ન બનાવે છે તે આ પરથી વિચારકોને સ્પષ્ટ સમજાશે.

૨૩

તપના બહુ પ્રકારો બતાવવામાં આવ્યા છે. પોતાની શક્તિ પ્રમાણે તપ કરવો યુક્ત છે. વિવેકપૂર્વક તપ કરતાં શરીરની શુદ્ધિ થાય છે અને ચિત્ત ઉજ્જ્વળ બને છે.

૨૪

તપશ્ચર્યામાં જો કે કંઇક કષ્ટ થાય છે, તથાપિ તેમાં અનાદર ન જોઇએ. અભ્યાસથી સુકર થાય. અને કષ્ટ વિના સિદ્ધિ પણ ક્યાં છે!

२५

अध्यात्मदृष्ट्या च शरीरदृष्ट्याऽ-
ष्युपोषितं खल्वपि सूपयोगि ।
मनोमलान् देहमलानपास्य
भवेदतो जीवनलाभहेतु ॥

२६

समीपवासं परमात्मभूते-
र्वदन्ति धीरा उपवासशब्दात् ।
कषायवृत्तेर्विषयानुषक्ते-
स्त्याग विना सिध्यति नोपवास ॥

२७

न वास्तवो भोजनमात्मधर्मो
देहस्य सङ्गेन विधीयते तु ।
तस्मादनाहारपदोपलब्ध्यै
युक्त तपोऽप्यभ्यसितुं स्वशक्त्या ॥

२८

न यत्र दुर्ध्यानमुपस्थित स्याद्
योगा न हानिं समवाप्नुवन्ति ।
क्षीणानि न स्यु पुनरिन्द्रियाणि
कुर्यात् तपस्तत् सुविचारयुक्तम् ॥

२५

અધ્યાત્મદૃષ્ટિએ અને શારીરિક દૃષ્ટિએ પણ ઉપવાસ ઉપયોગી છે. મનના અને દેહના મલોને દૂર કરી એ જીવનને લાભ પમાડનારી વસ્તુ છે.

२६

તત્ત્વજ્ઞો 'ઉપવાસ' શબ્દથી મહાન્ આદર્શની સમીપમાં વાસ કરવો એવો અર્થ જણાવે છે. કષાયવૃત્તિ અને વિષયપ્રવૃત્તિનો ત્યાગ કર્યા વગર ઉપવાસ સિદ્ધ થતો નથી.

२७

ખાનપાન એ કંઇ આત્માનો વાસ્તવિક ધર્મ નથી. શરીરના સંગે એ બધું કરાય છે. માટે 'અનાહાર' (વિદેહ) પદની પ્રાપ્તિ સારુ તપનો પણ સ્વશક્તિ-અનુરૂપ અભ્યાસ કરવો ઉપયોગી છે.

२८

દુર્ધ્યાન ઉપસ્થિત ન થાય, મન-વચન-કાયના યોગોને હાનિ ન પહોંચે અને ઇન્દ્રિયો ક્ષીણ ન થાય એવો તપ સદ્વિચારપૂર્વક કરીએ.

२९

रोगादियोगे सति पारवश्ये
कष्टं मनुष्यः सहते समग्रम् ।
उद्देश आत्मोन्नतिसम्पदस्तु
स्वाधीनतायां न तपः करोति ! ॥

३०

वदन्ति सन्तः, प्रतिपद्यते च
दावाग्निकल्पो भव एष भीम. ।
विचित्ररूपास्ति च कर्मसृष्टि-
स्तद् भोगकीटीभवितुं न युक्तम् ॥

३१

त्यागेन मुक्तिः खलु भोगतो न
भोगाश्च रोगाश्च भजन्ति मैत्रीम् ।
मोक्षो भवेच्चेद् विषयानुषक्ते-
र्भवे तदा को ननु पर्यटन् स्यात् ! ॥

३२

अन्तःशरीरं प्रचरन्ति कर्म-
प्रत्यर्थिनो गुञ्जदनन्तशौर्याः ।
अन्नं प्रवेश्यं यदि पोषणीया
नान्नं प्रवेश्यं यदि शोषणीयाः ॥

२९

રોગાદિ હાલતમાં માણસ પરવશપણે બધું દુઃખ સહન કરે છે; પણ સ્વાધીન સ્થિતિમાં આત્મકલ્યાણના ઉદ્દેશે તપ કરતો નથી !

૩૦

તત્ત્વજ્ઞો કહે છે અને આપણે અનુભવીએ છીએ કે આ સંસાર ભયંકર દાવાનલ સમાન છે. વળી કર્મસૃષ્ટિ વિચિત્ર પ્રકારની છે. માટે ભોગકીટક બનવું એ ડહાપણ નથી.

૩૧

મુક્તિ ત્યાગથી છે, ભોગથી નથી. ભોગો અને રોગોની પરસ્પર મૈત્રી છે. વિષયાનુષંગથી જો મોક્ષ થતો હોય તો પછી કોઈનું પણ ભવભ્રમણ નહિ રહે.

૩૨

શરીરની (શરીરરૂપ કિલ્લાની) અન્દર અનન્ત બલથી ગર્જતા કર્મરૂપ શત્રુઓ પોતાનો અડ્ડો જમાવી બેઠા છે. તેમને જો પોષવા હોય તો તે ' કિલ્લા 'ની અન્દર અન્ન પહોંચાડવું અને જો શોષી નાંખવા હોય તો ન પહોંચાડવું.

[ લુબ્ધ વૃત્તિથી કરાતો ભોગ કર્મશત્રુઓને પહોંચે છે અને એથી તેઓ પુષ્ટ થાય છે, અન્યથા નહિ. ]

३३

सम्पादितश्चेत् तपआदरेण
कष्टस्य सम्यक् सहनस्वभावः ।
बहुप्रसङ्गेषु हितावहः स्याद्
रौद्रो न च स्यान्मरणक्षणोऽपि ॥

३४

भुक्तिः सकृद् वा रसवर्जिता वे–
षदूनकुक्षिर्मितवस्तुभिर्वा ।
मिष्टाशनानामपि साम्यतो वा
प्रकीर्तिता सापि तपःस्वरूपा ॥

३५

गर्वस्य दूरीकरणं तपोऽस्ति
प्राप्तं रहस्यं तपसोऽत्र सर्वम् ।
धन्या रमन्तेऽत्र विवेकदीप–
प्रोद्भासितात्मोन्नतिहेतुमार्गाः ॥

३६

कल्याणरूपः परमोऽपवर्गो
भवाभिनन्दा द्विषते पुनस्तम् ।
अज्ञानसाम्राज्यमिदं प्रचण्ड–
महो ! महादारुण एष मोहः ! ॥

૩૩

તપશ્ચરણ દ્વારા જો કષ્ટસહનનો સ્વભાવ બરાબર કેળવાયો હોય તો ઘણા પ્રસંગોમાં તે હિતાવહ થાય. અવસાનસમય પણ રૌદ્ર ન નિવડતાં સમાધિયુક્ત સધાય.

૩૪

એક વખત ભોજન કરવું, નીરસ ભોજન કરવું, પેટ કંઇક ઉણું રાખીને ઉઠવું, પરિમિત વસ્તુઓથી સન્તોષ કરવો અથવા મિષ્ટ ભોજન પણ સમભાવથી લેવું એ બધું પણ તપ છે.

૩૫

લોલુપતા દૂર કરવી એનું નામ તપ. એમાં તપનું તમામ રહસ્ય આવી જાય છે. વિવેક-દીપના યોગે આત્મોન્નતિનો માર્ગ જેમને પ્રકાશ્યો છે તેઓ ધન્ય છે. તેઓ તપસાધનમાં રતિ અનુભવે છે.

૩૬

અપવર્ગ (મોક્ષ) પરમ કલ્યાણરૂપ છે. પરન્તુ ભવાભિનન્દીઓને એ અરુચિનો વિષય હોય છે. અજ્ઞાનસામ્રાજ્ય કેટલું ? મોહની ગતિ મહાભયંકર છે.

३७

ससारभोगे सुखमद्वितीय
ये मन्वते लुप्तविवेकनेत्राः ।
नि श्रेयस ते समधिक्षिपन्तो
दयास्पद ज्ञानिदृशां पुरस्तात् ॥

३८

सुस्वादुभुक्तिर्मधुर च पानं
मनोज्ञवस्त्राभरणादिधानम् ।
इतस्तत पर्यटनं यथेष्टं
वयस्यगोष्ठी सुमुखीमुख च ॥

३९

इत्यादिकं शर्म बहुप्रकार
संसारवासे प्रकटप्रतीति ।
मुक्तौ क्व नामेति विपस्य लड्डून्
प्रसारयन्त्यज्ञगणे कुबोधाः ॥
( युग्मम् )

४०

संसारभोगेपु सुख यदेव
प्रतीतिमायाति तदस्ति दुःखम् ।
कर्मोद्भवत्वात् क्षणभङ्गुरत्वाद्
दुःखान्वितत्वादमहत्त्वतश्च ॥

૩૭

વિવેકરૂપ નેત્ર જેમનું લુપ્ત થયું છે તે માણસો સંસારના ભોગોમાં અદ્વિતીય સુખ માની રહ્યા છે. એવાઓ મોક્ષને વખોડે એ બનવા જોગ છે. પરન્તુ જ્ઞાનીની દૃષ્ટિમાં એવાઓ દયાભાજન છે.

૩૮

સ્વાદિષ્ઠ ભોજન, મધુર પાન, મનોહર વસ્ત્રાલંકારનાં પ્રશોભન, યત્ર–તત્ર યથેષ્ટ પર્યટન, મિત્રગોષ્ઠી અને રમણીનો યોગ

૩૯

એવાં અનેક પ્રકારનાં સુખ સંસારમાં અનુભવાય છે. એવાં સુખ મોક્ષમાં કયાં ? આવા પ્રકારના ઝેરના લાડવા કુત્સિત મતિના વિદ્વાનો અજ્ઞ જનતામાં ફેલાવે છે.

૪૦

સંસારના ભોગોમાં જે સુખ અનુભવાય છે તે વાસ્તવમાં દુઃખ છે. કેમકે તે કર્મજનિત છે, ક્ષણભંગુર છે, દુઃખમિશ્રિત છે અને તુચ્છ છે.

४१

समग्रकर्मापगमादनन्त-
प्रकाशयुक्तं सुखमद्वितीयम् ।
यत्र त्रिलोकीसुखमस्ति बिन्दु-
र्मुक्तौ क इच्छेन्नहि, को द्विषन् स्यात् ! ॥

४२

एव च मोक्षाप्रतिकूलवृत्ति-
रत्वाद्युपायोऽभिहितेषु मुख्य ।
यस्मिन् स्थितेऽन्येऽपि भवन्त्युपाया
यत्राऽस्थितं व्यर्थं उपायराशिः ॥

४३

इत्येव योगप्रथमाधिकारि-
प्रवर्त्तनं किञ्चिदिद् न्यगादि ।
यथावदस्मिन् पथि सञ्चरन्त
सम्यग्दृशो 'ग्रन्थि'भिदा भवन्ति ॥

४४

विमला स्थितिरुच्यते दृशा.
किल सम्यक्त्वपदार्थ आर्हते ।
अपवर्गपुरप्रवेशनं
नहि मुद्रामनवापुषामिमाम् ॥

४१

સમગ્ર કર્મોનો વિનાશ થતાં જે મુક્ત અવસ્થા પ્રાપ્ત થાય છે તે અનન્ત પ્રકાશપૂર્ણ છે, અને તે અવસ્થાનો આત્માનન્દ અદ્વિતીય છે, કે જેની આગળ ત્રિલોકીનું સુખ બિન્દુ માત્ર છે. એવી મુક્તિને કોણ ન ઇચ્છે ! એનો દ્વેષી તો કોણ જ હોય !

૪૨

આમ મોક્ષ તરફ પ્રતિકૂલ વૃત્તિ ન હોવી એ ' પૂર્વસેવા ' ના નામથી બતાવેલા યોગોપાયોની અન્દર મુખ્ય ઉપાય છે. જેની ઉપસ્થિતિમાં બીજા પણ ઉપાયો જો ન હોય તો પ્રાપ્ત થાય છે. અને જેની અનુપસ્થિતિમાં સઘળા પણ ઉપાયો વ્યર્થ જાય છે.

૪૩

આ પ્રમાણે યોગમાર્ગના પ્રથમ અધિકારીની જીવનદશા સંક્ષેપમાં જોઇ. આ માર્ગ પર રીતસર ચાલનાર આગળ વધીને 'ગ્રન્થિ'નો ભેદ કરી 'સમ્યગ્દર્શન' પ્રાપ્ત કરે છે.

૪૪

દૃષ્ટિની વિમલ સ્થિતિ એને ' સમ્યક્ત્વ ' કહેવામાં આવે છે. 'સમ્યક્ત્વ'ની ' મુદ્રા ' પ્રાપ્ત થયા વગર મોક્ષ-પ્રવેશનો માર્ગ નથી.

१

मोक्ष स दु खाननुविद्धमेवाऽ
नन्तं सुखं शाश्वतमस्ति यत्र ।
समग्रकर्मक्षयलक्षणोऽसौ
नह्यस्ति मुक्ति सति कर्मलेशे ॥

२

स्वर्गापवर्गौ भवतो विभिन्नौ
स्वर्गाद् यत स्यात् पतनं न मोक्षात् ।
स्वर्गे सुखश्री पुनरिन्द्रियोत्था
ज्ञेया परब्रह्ममयी तु मोक्षे ॥

३

सकर्मकाकर्मकतो द्विधाऽऽत्माऽऽ
दिमस्तु संसारितया प्रसिद्ध ।
अकर्मको निर्वृत–मुक्त–सिद्ध–
ब्रह्मादिशब्दैरभिधीयते च ॥

४

मोक्षाप्तये योगविद पुराणा
योगस्य पन्थानमदीदृशन्न ।
अष्टाङ्गभेद स पुन प्रसिद्ध
प्रदर्श्यते किञ्चन तत्स्वरूपम् ॥

१

જે સ્થિતિમાં બિલ્કુલ દુઃખનો યોગ નથી અને અનન્ત શાશ્વત સુખ છે, તે મોક્ષ છે. સર્વ કર્મોનો ક્ષય એ એનું લક્ષણ છે. કેમકે લેશમાત્ર પણ કર્મ રહ્યું હોય ત્યાં સુધી મુક્ત સ્થિતિ ન હોય.

૨

સ્વર્ગ અને મોક્ષ એ બે જુદા છે. કેમકે સ્વર્ગમાંથી પતન નિશ્ચિત છે, જ્યારે મોક્ષ પ્રાપ્ત થયા પછી ત્યાંથી પડવાનું હોતુંજ નથી. એ સિવાય, સ્વર્ગનું સુખ ઇન્દ્રિયજનિત છે, જ્યારે મોક્ષનું સુખ સ્વાભાવિક સચ્ચિદાનન્દમય છે.

૩

આત્માના મુખ્ય બે ભેદો પડે છેઃ સકર્મક અને અકર્મક. સકર્મક આત્મા સંસારી છે અને અકર્મક આત્મા નિર્વૃત, મુક્ત, સિદ્ધ, બ્રહ્મ આદિ શબ્દોથી ઓળખાવવામાં આવે છે.

૪

મોક્ષની પ્રાપ્તિ માટે પ્રાચીન યોગાચાર્યોએ આપણને યોગનો માર્ગ બતાવ્યો છે. તે યોગનાં આઠ અંગો પ્રસિદ્ધ છે. તે આઠ અંગોનું સ્વરૂપ અહીં કંઇક બતાવવામાં આવે છે.

५

यमनियमाऽऽसनप्राणा-
यामाः प्रत्याहृतिश्च धारणया ।
सार्धं ध्यानसमाधी
इत्यष्टाङ्गानि योगस्य ॥

६

तत्राहिंसासत्याऽ-
स्तेयब्रह्मापरिग्रहाश्च यमाः ।
शौचं तोषश्च तपः
स्वाध्यायः प्रभुविचिन्तनं नियमाः ॥

७

एकान्ततोऽभिन्नतया शरीर–
शरीरिणौ सम्भवतो न युक्तौ ।
परो भवः कस्य हि जाघटीतु
नाशे शरीरस्य शरीरिनाशात् ? ॥

८

नाप्येवमेकान्तपृथक्त्वमङ्गा–
ङ्गिनोर्विचाराध्वनि सञ्चरिष्णु ।
एवं हि हिंसा नहि सम्भवित्री
हते शरीरेऽपि शरीरभाजः ॥

૫

યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ યોગનાં આઠ અંગો છે.

૬

તેમાં અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ યમો છે. શૌચ, સન્તોષ, તપ, સ્વાધ્યાય અને ઇશ્વરપ્રણિધાન એ નિયમો છે.

૭

શરીર અને તદન્તર્વર્તી આત્મા એ બન્નેને એકાન્ત અભિન્ન માનવામાં આવે તો તે યુક્ત નથી. કેમકે શરીરનો નાશ થતાં શરીરધારી ( આત્મા ) નો પણ નાશ થવાથી પરલોક કોને ઘટશે ?

૮

એજ પ્રમાણે, શરીર અને તદન્તર્વર્તી આત્માનો એકાન્ત ભેદ માનવો પણ યુક્તિસંગત નથી કેમકે એમ માનીએ તો શરીરને ઇજા પહોંચાડતાં આત્માને વેદના ન થવી જોઇએ. અને અતએવ હિંસકને હિંસા કેમ ઘટશે?

९

मेधाविनस्तत् प्रतियन्ति देहाद्
विभिन्नमप्यङ्गभृतं कथञ्चित् ।
संयोगतोऽभिन्नमतोऽङ्गघाते
भवेद् व्यथा तां च वदन्ति हिंसाम् ॥

१०

आ कीटकादा त्र सुराधिराजात्
सर्वत्र जीवेषु सुखासुखस्य ।
प्रियाप्रियत्वं परिचिन्त्य सुज्ञो
न क्वापि हिंसाचरणं विदध्यात ॥

११

शरीरिणां वल्लभवल्लभं च
प्राणाः स्वकीया इदमर्थमेव ।
साम्राज्यमप्याशु जनास्त्यजन्ति
तत् किंविधं दानमलं वधाय ! ॥

१२

अन्यस्य चेतःकमलस्य खेद–
हिमोदकेन ग्लपनेऽपि धीराः ।
हिंसावकाशं समुदीरयन्ति
कथीकृतौ किं पुनरङ्गभाजाम् ॥

૯

માટે તત્ત્વવેત્તાઓ, શરીર અને તદન્તર્વર્તી આત્મા વસ્તુતઃ બિલકુલ ભિન્ન તત્ત્વો છતાં એ બન્નેના વિશિષ્ટ સંયોગને લીધે એમને કથંચિત્ અભિન્ન પણ માને છે. આમ માનીએ તો જ શરીર પર આઘાત થતાં આત્મામાં વેદના થવાનું ઘટી શકે. અને તેને 'હિંસા' તરીકે ઘટાવી શકાય.

૧૦

કીડાથી માંડી ઇન્દ્ર પર્યન્ત તમામ જીવોને સુખ પ્રિય છે અને દુઃખ અપ્રિય છે. આમ સમજનાર ક્યાંય પણ હિંસાનું આચરણ ન કરે.

૧૧

પ્રાણીઓને વલ્લભમાં વલ્લભ પોતાના પ્રાણ છે. એને માટે મનુષ્યો રાજ્યને પણ ત્યાગી દે છે. તો પછી કયું એવું દાન હિંસાની શુદ્ધિ કરવામાં સમર્થ થઇ શકે !

૧૨

તત્ત્વજ્ઞો બીજાના ચિત્તરૂપ કમલને ખેદરૂપ હિમ વડે ગ્લાનિ પહોંચાડવામાં પણ હિંસા બતાવે છે. તો પછી પ્રાણીને નામાવશેષ કરી દેવામાં શું કહેવું !

१३

न पापहेतु सुकृताय पापो-
　　च्छेदाय वा प्राणिवध कदापि ।
किं जायते जीवितनाशहेतु-
　　र्हालाहल जीवितसम्पदायै ! ॥

१४

दूयामहे कण्टकमात्रभेदाद्
　　दु खी कियान् स्यान्ननु हिंस्यमान ।
परोपकार खलु विश्वधर्म
　　परापकारे हनने कुत स्यात् ! ॥

१५

हिंसा परस्याशुभचिन्तनेऽपि
　　परापकारे पुनरच्यते किम् ! ।
विश्वाङ्गिमैत्रीरतिलक्षणा योऽ
　　जानादहिंसा स हि वेद तत्त्वम् ॥

१६

धर्मस्त्वहिंसामवलम्बमानो
　　हिंसात आविर्भविता कथं स ! ।
नह्यम्बुत सम्प्रभवन्ति पाथो-
　　रुहाणि वह्नेर्जननं लभन्ते ॥

૧૩

પ્રાણિવધ પાપનો હેતુ હોઇ પુણ્યને માટે કે પાપના નાશ માટે કદી થઇ શકે જ નહિ. હલાહલ ( વિષ ) જે જીવિતનો નાશ કરનાર છે તે જીવિતના લાભ માટે કેમ બની શકે !

૧૪

એક કાંટો માત્ર પગમાં લાગવાથી આપણે પીડાઇએ છીએ, તો વધ કરાતા પ્રાણીના દુઃખની શી કલ્પના કરવી! પરોપકાર વિશ્વધર્મ છે. તે હિંસામાં હોય ? હિંસા તો પરાપકારની પરાકાષ્ઠા !

૧૫

બીજાનું બુરૂં ચિંતવવામાં પણ હિંસા છે, તો બુરૂં કરવામાં તો શું પૂછવું ? અહિંસાનું વાસ્તવિક તત્ત્વ વિશ્વભરના પ્રાણીઓ સાથે મૈત્રીભાવ અનુભવવામાં છે. અહિંસાનું આ લક્ષણ જે સમજ્યો છે તે જ તત્ત્વને સમજ્યો છે, તે જ ખરો તત્ત્વવેત્તા છે.

૧૬

ધર્મનું સાધન અહિંસાના અવલમ્બન પર છે. પછી તે હિંસાથી કેમ થાય ! જલજાત કમળ અગ્નિમાંથી કેમ પેદા થઇ શકે.

૧૭

ક્રોધ, લોભ આદિ વિકારને વશ થઇ બીજાને દુઃખ અપાય ત્યાં હિંસાનો દોષ છે; પરન્તુ શુભાશયસમ્પાદિત પરોપકારમયી સત્પ્રવૃત્તિ ( જેવી કે ' ઓપરેશન ' અને એવી બીજી ) આચરતાં દુઃખ પહોંચાડાય ત્યાં હિંસાનો દોષ લાગુ પડતો નથી.

૧૮

અહિંસા પ્રત્યે સાવધાની ન રાખવી, ઉપયોગ ન રાખવો એ પણ હિંસા છે. કલ્યાણનો અભિલાષી દરેક કાર્યમાં ઉપયોગ રાખી યતના ( જયણા )–પરાયણ રહે.

૧૯

સમ્પૂર્ણ અહિંસાનું મહાવ્રત પાળવામાં અસમર્થ ગૃહસ્થ નિરપરાધી ત્રસ ( સ્થૂલ ) પ્રાણીઓની ઇરાદાપૂર્વક હિંસા ન કરે. આટલું અહિંસા વ્રત આરાધવાની તો તેની ફરજ છે.

૨૦

સકલ વિશ્વના અધીશ્વરોનાં નમ્ર મસ્તકોથી વન્દિત સત્ય મહાવ્રત એ પરમ જ્યોત છે, એ મહતી વિભૂતિ છે, એ શ્રેષ્ઠ સૌભાગ્ય છે અને એ ઉત્કૃષ્ટ મહત્ત્વ છે.

१७

परस्य दुःखीकरणं कषाय-
विकारयोगेन वदन्ति हिंसाम् ।
परोपकारोज्ज्वलसुप्रवृत्तौ
भवेन्न हिंसा जनने व्यथायाः ॥

१८

असावधानस्थितिरप्यहिंसा-
धर्माय हिंसात्मकदूषणाय ।
सर्वेषु कार्येषु धृतोपयोगः
श्रेयोऽभिलाषी यतनापरः स्यात् ॥

१९

सर्वप्रकारैर्महतीमहिंसां
सामर्थ्यहीनश्चरितुं गृहस्थः ।
निरागसां स्थूलशरीरभाजां
सङ्कल्पतः संविजहातु हिंसाम् ॥

२०

इदं परं तेज इयं परा श्री-
रिदं परं भाग्यमिदं महत्त्वम् ।
अशेषविश्वेश्वरनम्रमौलि-
नमस्कृतं सत्यमहाव्रतं यत् ॥

१७

ક્રોધ, લોભ આદિ વિકારને વશ થઇ બીજાને દુઃખ અપાય ત્યાં હિંસાનો દોષ છે; પરન્તુ શુભાશયસમ્પાદિત પરોપકારમયી સત્પ્રવૃત્તિ ( જેવી કે ' ઓપરેશન ' અને એવી બીજી ) આચરતાં દુઃખ પહોંચાડાય ત્યાં હિંસાનો દોષ લાગુ પડતો નથી.

૧૮

અહિંસા પ્રત્યે સાવધાની ન રાખવી, ઉપયોગ ન રાખવો એ પણ હિંસા છે. કલ્યાણનો અભિલાષી દરેક કાર્યમાં ઉપયોગ રાખી યતના ( જયણા )–પરાયણ રહે.

૧૯

સમ્પૂર્ણ અહિંસાનું મહાવ્રત પાળવામાં અસમર્થ ગૃહસ્થ નિરપરાધી ત્રસ ( સ્થૂલ ) પ્રાણીઓની ઇરાદાપૂર્વક હિંસા ન કરે. આટલું અહિંસા વ્રત આરાધવાની તો તેની ફરજ છે.

૨૦

સકલ વિશ્વના અધીશ્વરોનાં નમ્ર મસ્તકોથી વન્દિત સત્ય મહાવ્રત એ પરમ જ્યોત છે, એ મહતી વિભૂતિ છે, એ શ્રેષ્ઠ સૌભાગ્ય છે અને એ ઉત્કૃષ્ટ મહત્ત્વ છે.

२१

मृषोद्यते यत् फलमाकलय्य
फलस्य तस्यानृतजागसश्च ।
अस्त्यन्तरं कीदृगवेक्षणीयं
युक्ता हि कार्येषु तुलासमा धीः ॥

२२

धनार्जनं न्यायपथेन सम्यग्
उद्योगतोऽशक्यतया क आह ! ।
आरम्भतो धीरतया तु सह्या
आपद्यमानाः प्रतिकूलयोगाः ॥

२३

शाम्यन्ति सर्वाण्यपि दूषणानि
यथार्थवादे प्रविजृम्भमाणे ।
मृगेश्वरे क्रीडति वारणानां
सम्भावनीयो हि कुतः प्रचारः ॥

२४

प्रयातु लक्ष्मीः स्वजना अराती-
भवन्त्वकीर्तिः प्रसरीसरीतु

२१

જે ફલની આશંસાથી મૃષા બોલવામાં આવે છે તે ફલ અને તે મૃષાવાદજનિત અપરાધમાં કેટલું અન્તર છે તે વિચારવું જોઇએ. લાભાલાભનો તુલાસમાન બુદ્ધિથી તોલ કરવો યોગ્ય ગણાય.

૨૨

ન્યાયના માર્ગે ચીતસર ઉદ્યોગ કરવાથી દ્રવ્યોપાર્જન શું શક્ય નથી? બેશક, શરૂઆતમાં આવી પડતી મુશ્કેલીઓ ધીરજથી સહન કરવી પડશે.

૨૩

સત્યવાદ ખિલ્યો હોય ત્યાં બધા દોષો શાન્ત પડી જાય છે. સિંહ જ્યાં ક્રીડા કરતો હોય ત્યાં ગજવિહારની સમ્ભાવના શી!

૨૪

લક્ષ્મી ચાલી જાય, સ્વજનો શત્રુ બને, અપકીર્ત્તિ પથરાય અથવા તો તુરત મૃત્યુ ઉપસ્થિત થાય તો પણ ધર્મવીર અસત્ય કે અનીતિનો માર્ગ ગ્રહણ ન કરે.

२५

यतः परिक्लेशमुपैति जन्तु-
भषेत सत्यामपि तां न वाचम् ।
पृष्टोऽपि जल्पेन्न कदापि मर्मा-
वित् कर्कशं वैरनिबन्धनं च ॥

२६

पुनन्ति ते स्वीयपदारविन्दैः
पृथ्वीतलं सुन्दरभागधेयाः ।
येषां मनोवाक्करणालयेषु
मृषा विषं नो लभते प्रवेशम् ॥

२७

प्लुष्टोऽप्यहो ! प्रज्वलिताग्निना द्रुः
सान्द्रीभवेत्, दुर्वचसा न लोकः ।
वाक् सूनृता यं तनुते प्रमोदं
न चन्दनं तं न च रत्नमाला ॥

२८

विनश्वरी श्रीश्चपलाश्च भोगाः
स्वार्थैकबद्धाः स्वजना समग्राः ।
अतः किमर्थं क्षणभङ्गुरेऽस्मिन्
विश्वे मृषावाद उपासनीयः ! ॥

२५

જે વાણીથી પ્રાણીને પરિતાપ પહોંચે તે સત્ય પણ વાણી ન બોલવી જોઇએ. પૂછવા છતાં કોઇના મર્મને વીંધી નાંખનારૂં, કર્કશ અને વૈરોત્પાદક વચન ન બોલવું જોઇએ.

૨૬

તે સુન્દર ભાગ્યશાલીઓ પોતાનાં ચરણકમલોથી પૃથ્વીતલને પવિત્ર કરે છે, કે જેમના મન-વચન-કાયમાં મૃષાવાદનું વિષ પ્રવેશવા પામતું નથી.

૨૭

જ્વલન્ત અગ્નિ વડે બળેલું વૃક્ષ પાછું ફરી પુષ્પ ફલાદિથી સઘન બની જાય છે, પણ દુષ્ટ વચનનો ઘા હૃદયમાં જે પડે છે તે રૂઝાતો નથી. સૂનૃત (પ્રિય સત્ય) વાણી જે પ્રમોદ આપે છે તે ચન્દન કે રત્નમાળા આપી શકતાં નથી.

૨૮

લક્ષ્મી વિનશ્વર છે, ભોગો ચપળ છે અને સ્વજનો બધા પોતાના સ્વાર્થસાધનમાં મશગૂલ છે. પછી આ ક્ષણભંગુર જગતમાં મૃષાવાદનું ઉપાસન શા માટે ?.

२९

अप्रत्ययं संवितनोति लोके
दुर्वासनानां ददते निवासम् ।
दोषान् प्रसूते महत क्रमेण
धर्मप्रियस्तन्न वदत्यसत्यम् ॥

३०

व्रतानि दोषाणि वदन्त्यहिंसा-
सरोवरे पालिसमानि धीराः ।
सत्यस्य भङ्गे सति पालिभङ्गाद्
अनर्गलं तत् खलु विप्लवेत ॥

३१

स्वमन्यदीयं हरताऽधमेन
दत्तः स्वधर्मोपवने प्रदाहः ।
हृतं धनं स्वास्थ्यसुखं न सूते
तस्मात् परिभ्रष्टमितस्ततोऽपि ॥

३२

दरिद्रता-दुर्भगता-शरीर-
च्छेदादिकं स्तेयफलं निरीक्ष्य ।
कदापि कुर्वीत न तत्प्रवृत्तिं
युक्तो ग्रहीतुं न तृणोऽप्यपृष्ट्वा ॥

२९

અસત્ય લોકોમાં અવિશ્વાસ ફેલાવે છે, અસત્ય બુરી વાસનાઓને અવકાશ આપે છે અને અસત્ય ક્રમે ક્રમે મ્હોટા દોષોને જન્માવે છે. ધર્મપ્રિય મનુષ્ય અસત્ય કેમ બોલે ?

૩૦

શાસ્ત્રકારો શેષ વ્રતોને અહિંસારૂપ સરોવરની પાળ સમાન બતાવે છે. સત્યનો ભંગ થતાં 'પાળ' ભાંગવાથી અહિંસારૂપ જળ અનર્ગળ વહી નિકળે છે.

૩૧

બીજાના ધનનું હરણ કરતો અધમ માણસ પોતાના ધર્મરૂપ બગીચામાં આગ લગાડે છે. બીજી બાજુ ચોરેલ ધનથી સુખ ને આરામ મળતાં નથી. એટલે સ્તેય વૃત્તિનો માણસ ઉભયભ્રષ્ટ થાય છે.

૩૨

સ્તેયવૃત્તિનાં ફળ દારિદ્રય, દૌર્ભાગ્ય અને અંગચ્છેદ વગેરે સમજી શકાય છે. એ પ્રકારનું વર્ત્તન આચરણીય નથી. પૂછયા વગર બીજાની તૃણુ સરખી ચીજ પણ ન લઈએ.

३३

अद्यापि नो दृष्टमिदं श्रुतं वा
यत् स्तेयमालम्बितवान् मनुष्यः ।
अभूत् समर्थो द्रविणं निचित्य
भोगाय निःशङ्कतया सुखस्य ॥

३४

यश्चौर्यपापद्रुमधिष्ठितोऽस्ति
स्वास्थ्यं परं हारितवान् न, किन्तु ।
धृतिं च धैर्यं न मतिं च सम्यक्
जन्मान्तरं चापि स हीनभाग्यः ॥

३५

यो मार्यतेऽसौ क्षणमेक एव
प्राप्नोति दुःखं द्रविणे हृते तु ।
सपुत्रपौत्रादिरुपैति याव–
ज्जीवं विचिन्त्येति महातु चौर्यम् ॥

३६

न्यायप्रवृत्तिं ननु नीचकार्य–
मस्तेयवृत्तिं पुरुषार्थमार्गं ।
विशुद्धहस्तस्य न सावुवाद
शाम्यन्त्यनयाश्च परत्र नाकम् ॥

૩૩

આજ લગી એ નથી જોયું કે નથી સાંભળ્યું કે સ્તેયવૃત્તિના અવલમ્બન પર મનુષ્ય દ્રવ્યસંચય કરી નિઃશંક સુખોપભોગ કરવામાં સમર્થ થયો હોય.

૩૪

જે ચોરીરૂપ પાપના વૃક્ષ પર ચઢી બેઠો છે તેણે માત્ર પોતાનું સ્વાસ્થ્યજ ગુમાવ્યું છે એમ નથી, પણ તે દુર્ભાગી સ્થિરતા, ધીરતા, વિવેક અને સદ્ગતિને પણ હારી બેઠો છે.

૩૫

જે પ્રાણીને મારવામાં આવે છે તે પ્રાણી એકલોજ અને ક્ષણ માત્રજ દુઃખ ભોગવે છે; પણ જેનું ધન લૂટી લેવામાં આવે છે તે પોતાનાં બાલબચ્ચાં અને સ્ત્રી વગેરે પરિવારયુક્ત જિન્દગીભર દુઃખ ભોગવે છે. એમ સમજી ચોરીનો રસ્તો મૂકી દેવો.

૩૬

ચોરીનો ધંધો નીચ કામ છે. અને પ્રામાણિક વ્યવસાય એ પુરુષાર્થનો માર્ગ છે. જેના હાથ ચોખ્ખા છે તેની દુનિયામાં ઇજ્જત છે, જગત્ તેનું સારૂં બોલે છે. અને તેના અનર્થો ટળી જાય છે તેમજ તેનો પરલોક સુધરે છે.

३३

अद्यापि नो दृष्टमिदं श्रुतं वा
यत् स्तेयमालम्बितवा
अभूत् ममर्थो द्रविणं निचित्य
भोगाय निःशङ्कतया

३४

यश्चौर्यपापद्रुमधिष्ठितोऽस्ति
स्वास्थ्यं परं हारित
धृतिं च धैर्यं च मतिं च म
जन्मान्तरं चापि

३५

यो मार्यतेऽसौ क्षणमेक ए
प्राप्नोति दुःखं द्र
सपुत्रपौत्रादिरुपैति याव
जीवं विचिन्त्ये

३

स्तेयप्रवृत्तिः खलु नीच
मस्तेयवृत्तिः पुर
विशुद्धहस्तस्य न साधु
शाम्यन्त्यनयोश्च

૩૭

જે બ્રહ્મચર્યરૂપ દીપકમાં બધા દોષો પતંગીયાનું અનુકરણ કરે છે, જે બ્રહ્મચર્યરૂપ સુધાકરથી સર્વ સન્તાપનું શમન થાય છે અને જે બ્રહ્મચર્યરૂપ સમુદ્રમાં અનેક ગુણ-રત્નોની નિષ્પત્તિ થાય છે તે બ્રહ્મચર્યને કોણ સહૃદય ન ચાહે.

૩૮

બ્રહ્મચર્ય એ સૂર્ય છે. એ તપતાં ઉપદ્રવરૂપ સર્વ અન્ધકાર નાશ પામે છે. બ્રહ્મચર્ય અભીષ્ટ અર્થોના સમ્પાદન માટે કલ્પવૃક્ષ છે. એ વ્રતનું રક્ષણ કરવામાં જાગૃત રહીએ.

૩૯

જેઓને સ્વર્ગપુરીનો સમ્રાટ્ ઇન્દ્ર પોતાના સિંહાસન પર બેસવા જતાં શુદ્ધ ભક્તિનમ્ર થઇ વન્દન કરે છે તે બ્રહ્મચર્યનિષ્ઠ મનસ્વીઓ મનુષ્યલોકમાં જયવન્ત છે.

૪૦

જેના મહાન્ પ્રભાવે મન્ત્રો ફલે છે, કીર્ત્તિ વધે છે અને દેવો સમીપે ઉપસ્થિત થાય છે તે બ્રહ્મચર્ય વિચારશુદ્ધિ પર અવલમ્બિત છે.

३७

यस्मिन् प्रदीपे शलभन्ति दोषा
यस्मिन् सुधांशौ परितापशान्तिः ।
यस्मिन् समुद्रे गुणरत्नभूति-
स्तद् ब्रह्म को न स्पृहयेन् सचेताः ॥

३८

यस्मिन् दिनेशे परितप्यमान
उपद्रवध्वान्तमुपैति नाशम् ।
इष्टार्थसम्पादनकल्पवृक्षे
तस्मिन् व्रते ब्रह्मणि जागृतः स्यात् ॥

३९

सिंहासने चोपविशन् सुरेन्द्रः
प्रवन्दते यान् शुचिभक्तिनम्रः ।
ते ब्रह्मचर्यव्रतबद्धचित्ता
मनस्विनो मर्त्यभुवो जयन्ति ॥

४०

फलन्ति मन्त्रा यदृते न कीर्ति-
रुपासते सन्निधिमप्यसत्त्वाः ।
यस्मिन् सति प्रस्फुरितप्रभावे
तद् ब्रह्मचर्यं सुविचाररम्यम् ॥

૩૭

જે બ્રહ્મચર્યરૂપ દીપકમાં બધા દોષો પતંગીયાનું અનુકરણ કરે છે, જે બ્રહ્મચર્યરૂપ સુધાકરથી સર્વ સન્તાપનું શમન થાય છે અને જે બ્રહ્મચર્યરૂપ સમુદ્રમાં અનેક ગુણ-રત્નોની નિષ્પત્તિ થાય છે તે બ્રહ્મચર્યને કોણ સહૃદય ન ચાહે.

૩૮

બ્રહ્મચર્ય એ સૂર્ય છે. એ તપતાં ઉપદ્રવરૂપ સર્વ અન્ધકાર નાશ પામે છે. બ્રહ્મચર્ય અભીષ્ટ અર્થોના સમ્પાદન માટે કલ્પવૃક્ષ છે. એ વ્રતનું રક્ષણ કરવામાં જાગૃત રહીએ.

૩૯

જેઓને સ્વર્ગપુરીનો સમ્રાટ્ ઇન્દ્ર પોતાના સિંહાસન પર બેસવા જતાં શુદ્ધ ભક્તિનમ્ર થઇ વન્દન કરે છે તે બ્રહ્મચર્યનિષ્ઠ મનસ્વીઓ મનુષ્યલોકમાં જયવન્ત છે.

૪૦

જેના મહાન્ પ્રભાવે મન્ત્રો ફલે છે, કીર્ત્તિ વધે છે અને દેવો સમીપે ઉપસ્થિત થાય છે તે બ્રહ્મચર્ય વિચારશુદ્ધિ પર અવલમ્બિત છે.

४१

अस्थ्नां प्रभूतं बलमर्पयन्तं
रक्तप्रवाहं प्रविकासयन्तम् ।
मुखे प्रतापारुणतां दधान
न कः सुधीर्ब्रह्मयमं सुरक्षेत् ॥

४२

न तं शरत्पर्वहिमांशुभासः
प्रल्हादमुत्पादयितु क्षमेरन् ।
न तं रसं दिव्यफलानि चापि
ह्लादं रसं ब्रह्म यमातनोति ॥

४३

यत् प्राणभूत चरितस्य, हेतुः
परः परब्रह्मणि यच्च, यस्मात् ।
निर्यांति मेधा तटिनीव शैलात्
तत् पालयन् ब्रह्म न पूज्यते कैः

४४

इह प्रतिष्ठा च परत्र च स्व–
र्यस्माददो ब्रह्म विहाय मार्गम् ।
आपातमात्रे रमणीयमन्तं
किम्पाकवद् दारुणमाश्रयेन्न ॥

૪૧

હડ્ડીઓમાં જબરદસ્ત શક્તિ રેડનાર, લોહીને ખૂબ વિકસિત બનાવનાર અને મુખાકૃતિ પર પ્રતાપની લાલિમા ભરી દેનાર એવું બ્રહ્મચર્ય કોણ ડાહ્યો માણસ ન સાચવે.

૪૨

શરદ્ ઋતુના ચન્દ્રની જ્યોત્સ્ના તે આલ્હાદ આપવામાં અસમર્થ છે અને દિવ્ય ફળો તે રસ આપવામાં અશક્ત છે કે જે આલ્હાદ ને જે રસ બ્રહ્મચર્યવિકસિત જીવનમાંથી મળી શકે છે.

૪૩

જે, ચારિત્રનો પ્રાણ છે, જે, પરબ્રહ્મની સાધનવિધિમાં મુખ્ય ભાગ ભજવે છે અને જેમાંથી સદસદ્વિવેક-શાલિની પ્રજ્ઞા, પર્વતમાંથી નદીની જેમ નિકળે છે તે બ્રહ્મચર્યનું સમ્પૂર્ણ પાલન કરનાર કોનાથી ન પૂજાય.

૪૪

અહીં પ્રતિષ્ઠા અને પરલોકમાં મહાન્ ગતિ જેનાથી પ્રાપ્ત થાય છે તે બ્રહ્મચર્ય મૂકી ‘કિમ્પાક’ ફ્લની જેમ આપાતરમણીય અને પરિણામે દારુણ એવું આચરણ ન કરીએ.

४५

देहे तपस्येव न तापहेतु-
हेतुर्न वा भक्तिरिव श्रमस्य ।
न वित्तकालव्ययसंव्यपेक्षि
ब्रह्मामृतं जीवनमूर्ध्वनेतृ ॥

४६

नहि क्षमन्ते गृहमेधिनस्तु
ये सर्वथा ब्रह्ममहाव्रताय ।
ते देशतो ब्रह्म समाचरेयु
स्वदारतुष्टाः परदारवर्जाः ॥

४७

स्त्रियं स्वमातुः जननीं सुतां वा
स्वां कामदृष्ट्या समवेक्षमाणे ।
स्वचित्तकोपज्वलनं विचिन्त्य
परस्य नार्यां कुदृशं क्षिपेन्न ॥

४८

दूरे परस्त्रीगमनं स्वपत्नी-
योगोऽपि नामत्ततया विधेयः ।
पत्युश्च पत्न्याश्च सुशीलताया
सुखाश्रमो दम्पतिजीवनस्य ॥

૪૫

બ્રહ્મચર્ય નથી તપશ્ચાની જેમ શરીરમાં તાપજનક અને નથી ભક્તિની જેમ શ્રમોત્પાદક. એમાં નથી કોડીનો ખર્ચ કે નથી એમાં વખતનો ભોગ આપવાનો. એ અમૃત છે, એ જીવન છે અને એ ઉપર ઉઠાવનારી મહાન્ શક્તિ છે.

૪૬

જે ગૃહસ્થો બ્રહ્મચર્યનું સર્વથા પાલન કરવામાં અશક્ત છે તેઓ સ્વદારતુષ્ટ અને પરદારવર્જી રહી મર્યાદિત બ્રહ્મચર્ય પાળે.

૪૭

પોતાની સ્ત્રી, બ્હેન, માતા અને પુત્રી તરફ કામ-દૃષ્ટિથી જોનાર માણસ પર પોતાના ચિત્તમાં કોપની આગ ભડકે છે એ પર ધ્યાન આપી પરદાર પર બુરી દૃષ્ટિ કરવી નહિ.

૪૮

પરસ્ત્રીગમન તો દૂર રહ્યું, પોતાની પત્ની સાથે પણ આસક્તિ ન જોઇએ. પતિ ને પત્ની બન્નેના સુશીલ ચરિત્ર પર જ દમ્પતિ-જીવનનું સુખાશ્રમ અવલમ્બિત છે.

४९

शुक्रं शरीरस्य समस्ति राजा
हते पुना राज्ञि पुरस्य हानिः ।
रक्षेत् ततः कामशरेभ्य एनं
ब्रह्मव्रतसन्नाहभृत विधाय ॥

५०

सर्वस्वनाशः प्रबलं च वैरं
बन्धश्च देहान्तभयाकुलत्वम् ।
परत्र घोरस्थलसङ्गमश्चाऽ-
न्यस्त्रीप्रसङ्गस्य फलान्यमूनि ॥

५१

शिरीषपुष्पाधिकमार्दवाङ्गीं
समुच्छलत्सुन्दरकान्तिपूराम् ।
समुच्छ्वसत्पङ्कजगन्धि-पर्वं
शरत्सुधाधाममनोहराऽऽस्याम् ॥

५२

एवंविधां प्रौढकलाकलापा-
मपि त्यजेद् योषितमन्यदीयाम् ।
साधारणस्त्रीमपि कालकूट-
वल्लीं परिज्ञाय विवेकशाली ॥
( युग्मम् )

૪૯

શુક્ર શરીરનો રાજા છે. રાજા હણાતાં પુર (શરીર યા શહેર)ની હાનિ જ થાય. માટે એ રાજાને બ્રહ્મચર્ય-રૂપ બખ્તર પહેરાવી કામનાં બાણોથી બચાવવો જોઇએ.

૫૦

સર્વસ્વનો નાશ, ભયંકર વૈર, બેડીબન્ધન તથા દેહાન્તભયની ઉપસ્થિતિ અને પરલોકમાં ઘોર દુર્ગતિ એ પરસ્ત્રીગમનનાં ફળ છે.

૫૧

જેણીનું શરીર શિરીષ પુષ્પથી (સરસડાના ફૂલથી) પણ અધિક કોમળ છે, જેણીના શરીરમાં સુન્દર કાન્તિનું પૂર ઉમડી રહ્યું છે, જેણીના મુખમાં વિકસિત કમલની સુગન્ધ ભરી છે અને એ વદનમંડલ શારદ પૂર્ણિમાના ચન્દ્ર સમાન મનોહર છે—

૫૨

પરનારી અથવા ગણિકા આવી સુન્દર અને મહાન્ કલાકુશલ હોય તો પણ તેણીના મોહમાં ન પડીએ. વિષની વેલડી સમજી તેના સંગથી દૂર રહીએ.

९३

मनःप्रवृत्तिर्वचसः प्रवृत्ति-
देहप्रवृत्तिश्च मिथो विरुद्धाः ।
यासां न साधारणयोषितस्ता
निषेविताः स्युः सुखसम्पदायै ॥

९४

वेश्यानुषक्तः परिगर्हणीय-
सङ्गप्रसङ्गेन विवेकयोगात् ।
तथाविधं भ्रश्यति येन मूढो
गुरूंश्च बन्धूंश्च न सत्करोति ॥

९५

द्रव्येच्छया कुष्ठिनमप्यमर्त्यो-
पमं परिक्लिश्यद्दृशेक्षते या ।
स्नेहोज्झितां तां सृजतीमसत्य-
स्नेहं न गच्छेद् गणिकां कदापि ॥

९६

देहस्य हानिर्द्रविणस्य हानि-
विवेकहानिर्यशसश्च हानिः ।
एवं महाहानिपदं विचार्य
दौर्जन्यभूमिं न भजेत वेश्याम् ॥

૫૩

વેશ્યાઓ માયાવિની હોય છે. એવી કે જેણીના મનમાં કંઇ, વચનમાં કંઇ અને વર્તનમા કંઇ હોય છે. એનો સંગ સુખને માટે ન હોય.

૫૪

વેશ્યાસંગી માણસ અસત્સંગમાં નિરત બની વિવેકયોગથી એવો ભ્રષ્ટ થાય છે કે તે મૂઢ ગુરુઓને નથી માનતો અને બન્ધુવર્ગને નથી માનતો. ઇશ્વરને તો માને જ શેનો ?

૫૫

જે, દ્રવ્યની લાલસાએ કોઢીઆને પણ સ્નેહભરી દૃષ્ટિથી દેવકુમારના જેવો જુએ, એવી નિઃસ્નેહ છતાં બહારનો ખોટો સ્નેહ દેખાડતી ગણિકાનો સંગ ન કરીએ.

૫૬

શરીરની હાનિ, ધનની હાનિ, વિવેકની હાનિ અને આબરૂની હાનિ આમ ગણિકાસંગ મહાહાનિઓનું સ્થાન છે. ઉપરાંત એ દુરાચારનો, દુર્જનતાનો અખાડો છે. આમ સમજી એથી છેટા રહીએ

५७

रूप यदेव प्रविलोक्य माद्येद्
आभ्यन्तर तस्य यदि स्वरूपम् ।
विचिन्तयेत् तत्त्वदृशा, न तर्हि
जन स्मरान्दोलितमानस स्यात् ॥

५८

परगङ्गनासङ्गमपातकाग्नौ
सर्वे गुणा आहुतिमाप्नुवन्ति ।
अतः परं किञ्चन नास्ति मौर्ख्य-
मतः पर नाप्यधमं चरित्रम् ॥

५९

पुंस प्रतीद् प्रतिपाद्यते स्म
यद् ब्रह्मचर्यं वनिताजनोऽपि ।
तात्पर्यतस्तत् क्षमते ग्रहीतु
निजस्थिति चेतसि लक्षयित्वा ॥

६०

शरीरलाभ पुनरात्मलाभ
बलस्य लाभं गुणराशिलाभम् ।
विचिन्त्य चित्त च दृढ विधाय
न शीलमार्गाद् विचलेत् कदापि ॥

૫૭

જે રૂપ જોઇ માણસ મત્ત થાય છે તેના આન્તરિક સ્વરૂપનો જો તે તત્ત્વદૃષ્ટિથી વિચાર કરે તો તેનું ચિત્ત કામનાં આન્દોલનોથી ન ઘેરાય.

૫૮

પરાંગનાસંગમજનિત પાપાગ્નિમાં બધા ગુણો હોમાઇ જાય છે. આથી વધીને બીજી મૂર્ખતા નથી. આથી વધીને બીજું અધમ ચરિત્ર નથી.

૫૯

જે આ બ્રહ્મચર્યનો ઉપદેશ પુરુષો પ્રત્યે કર્યો, તે ઉપદેશ સ્ત્રીવર્ગને પણ તેની સ્થિતિ પ્રમાણે લાગુ પડે છે. સ્ત્રીવર્ગ પણ પોતાની સ્થિતિને લક્ષમાં લઇ તે ગ્રહણ કરે.

૬૦

શરીરલાભ અને આત્મલાભનો વિચાર કરી, શક્તિ, બળ, આરોગ્ય તેમજ ગુણરાશિના લાભનો ખ્યાલ કરી, તેમજ લૌકિક અને પારલૌકિક લાભો પર ધ્યાન આપી પોતાનું મન એવું મજબૂત બનાવવું જોઇએ કે શીલના માર્ગથી વિચલિત ન થાય.

६१

परिग्रहान्मूर्च्छति मूर्च्छनाच्च
कर्मप्रबन्धा इति सम्प्रवीक्ष्य ।
परिग्रहं सर्वमपि त्यजन्ति
द्रव्यादिरूपं मुनयो विरक्ताः ॥

६२

गृहस्थवृत्तिर्मुनिता च भिन्ने
परिग्रही तन्न मुनिर्गृहीव ।
परिग्रहासङ्गवतो मुनित्वे
भवेन्न कस्माद् गृहिणो मुनित्वम् ! ॥

६३

परिग्रहोऽगारवतो न निन्द्यो
निन्द्यः पुनस्त्यागपथश्रितस्य ।
द्रव्योपभोगे मदनप्रसक्ते-
रपि प्रचारस्य न दुर्वचत्वम् ॥

६४

द्रव्यग्रहे लाभदशापि मूल-
क्षतिं विनाऽन्यत्र वदन्ति सन्तः ।
संसारदुर्वातनिरोधहेतुः
सुनिश्चितं साध्वपरिग्रहत्वम् ॥

६१

પરિગ્રહથી માણસ મૂર્છિત થાય છે અને મૂર્છાથી કર્મબન્ધનમાં પડે છે. એમ સમજી વિવેકશાલી જન નિઃસંગ મુનિ બનતાં દ્રવ્યાદિરૂપ સર્વ પરિગ્રહનો ત્યાગ કરે છે.

૬૨

ગૃહસ્થજીવન અને મુનિજીવન એ બન્ને ભિન્ન અવસ્થાઓ છે. માટે જેમ ગૃહસ્થ મુનિ ન કહેવાય, તેમ પરિગ્રહધારી હોય તે મુનિ ન કહેવાય. પરિગ્રહધારીને મુનિ માનીએ તો ગૃહસ્થ પણ મુનિ કેમ નહિ કહેવાય?

૬૩

ગૃહસ્થને પરિગ્રહ નિન્દનીય નથી, પણ જે ત્યાગના માર્ગે ચઢેલ હોય તેને જરૂર નિન્દનીય છે. દ્રવ્યના ઉપભોગમાં કામવાસનાનો પ્રચાર પણ બહુ સમ્ભવિત છે.

૬૪

કદાચિત્ લાભની સમ્ભાવનાથી ધન રખાય, છતાં તેનું પરિણામ તો મૂલક્ષતિ સિવાય બીજું આવતું નથી. એમ સન્તોનો મત છે. સંસાર-માયાની બુરી હવાથી અસ્પૃષ્ટ રહેવા સારુ અપરિગ્રહ જીવન એ નિઃસન્દેહ બહુ સારું જીવન છે અને એ જ સાધુજીવન છે.

६५

गृहस्थवर्गस्त्वपरिग्रहत्व-
मध्यासितुं न प्रभविष्णुरस्ति ।
अत. स कुर्वीत परिग्रहस्य
प्रमाणमाशाप्रसरावरोधि ॥

६६

परिग्रहस्यानवधौ प्रचारे
तृष्णा प्रचारं लभते नितान्तम् ।
ततो जनः पोत इवाम्बुराशौ
भवे निमज्जेदिति वेदितव्यम् ॥

६७

परिग्रहाऽऽसक्तिवशीभवन्त
मुष्णन्ति चौरा विषयाभिधानाः ।
दहत्यनङ्गो दहनः कषाय-
व्याधा निरुन्धन्ति पुन. समन्तात् ॥

६८

पापस्य वल्लीमसुखस्य खानि
दोषावलीमातरमाहुराशाम् ।
आशोर्मयस्तत्र चरन्ति वेगाद्
न यत्र भासः शशिनो रवेश्च ॥

९५

ગૃહસ્થાવસ્થામાં રહેવું અને સમ્પૂર્ણ અપરિગ્રહ સ્થિતિ ભોગવવી એ ન બની શકે તેવી બાબત છે. માટે ગૃહસ્થ રીતસર પરિગ્રહનું પરિમાણ કરે. પરિમાણ- વ્રતથી પણ ગૃહસ્થ તૃષ્ણાના વેગને પોતાના કાબૂમાં લેવા સમર્થ થઇ શકે છે.

९६

પરિગ્રહપ્રવાહની અમર્યાદિત સ્થિતિમાં તૃષ્ણાનો વેગ બહુ જોરથી વધે છે. અને એથી માણસ, સમુદ્રમાં નૌકા ડૂબી જાય, તેમ સંસારમાં ડૂબી જાય છે.

९७

પરિગ્રહના વ્યાસંગને વશ થયેલ પ્રાણીની એ દશા થાય છે કે વિષયરૂપ ચોરો તેને લૂંટે છે, કામરૂપ અગ્નિ તેને બાળે છે અને કષાયરૂપ શિકારીઓ તેને ચારે બાજુથી ઘેરી લે છે.

९८

આશા પાપની વેલડી છે, દુઃખની ખાણ છે અને દોષપરમ્પરાની જનની છે. જ્યાં ચન્દ્ર અને સૂર્યનાં કિરણો નથી જઇ શકતાં ત્યાં પણ આશાની ઊર્મિઓ પહોંચે છે.

६९

आक्रान्तविश्वत्रितयोऽपि लोभ-
महार्णवस्तैः प्रसरन् निरुद्धः ।
यमोऽशतोऽप्येष समाश्रितो यै-
रेवंविधाः स्युर्गृहिणोऽपि धन्याः ॥

७०

आरम्भभारा भववृक्षमूलं
परिग्रहः कारणमस्त्यमीषाम् ।
तस्मादवश्यं नियतप्रमाणं
परिग्रहं संविदधीत गेही ॥

७१

एतानहिंसादियमान् स्वशक्ते-
रर्हन्ति सम्पालयितुं समग्राः ।
धर्मोऽस्त्ययं सार्वजनीन एव
स्वाभाविकी जीवननीतिरेषा ॥

७२

धीरैरहिंसाप्रमुखा यमा दिशा-
कालाद्यवच्छिन्नतया विवर्जिताः ।
ते सार्वभौमा उदिता महाव्रतं
वितर्कबाधे प्रतिपक्षचिन्तनम् ॥

૬૯

લોભાર્ણવનું પૂર ત્રણે જગત્ પર આક્રમણ કરી રહ્યું છે. જેમણે આ અપરિગ્રહ વ્રત અંશથી પણ સ્વીકાર કર્યું છે તેઓ પણ લોભસાગરને પ્રસરતો અટકાવવામાં સમર્થ થઇ શકે છે. એવા વ્રતધારક ગૃહસ્થો પણ ધન્ય છે.

૭૦

ભવ-વૃક્ષનું મૂળ આરંભોમાં છે. અને એનું કારણ પરિગ્રહ છે. માટે ગૃહસ્થ અવશ્ય પરિગ્રહનું પરિમાણ કરે.

૭૧

આ અહિંસા આદિ યમોને પોતાની શક્તિ અનુસાર બધા પાળી શકે છે. આ સાર્વજનિક ધર્મ છે. આ જીવનની સ્વાભાવિક નીતિ છે.

૭૨

આ અહિંસા આદિ યમો દેશ, કાળ વગેરેની મર્યાદા વગરના સાર્વભૌમ બને છે ત્યારે 'મહાવ્રત' કહેવાય છે. 'વિતર્ક' (હિંસા આદિ)-જનિત બાધા આવતાં પ્રતિપક્ષની ભાવના કરવી.

७३

वितर्कबाधे प्रतिपक्षचिन्तनाद्
योगस्य सौकर्यमवेक्ष्य योगिनः ।
यमेषु योगस्य बभाषिरेऽङ्गतां
विघ्नापनेता प्रथमं हि युज्यते ॥

७४

हिंसादयः सन्ति वितर्कसंज्ञकाः
प्रत्येकमेते खलु सप्तविंशतिः ।
कृतेस्तथा कारणतोऽनुमोदनात्
क्रोधेन लोभेन च मोहतः पुनः ॥

७५

नवेति भेदा मृदु–मध्य–तीव्रै-
र्भेदैस्त्रिभिः सन्ति यथोक्तसंख्याः ।
प्रत्येकमेते मृदु–मध्य–तीव्रा-
स्त्रिधा पुनः स्युर्मृदु–मध्य–तीव्रैः ॥
( युग्मम् )

७६

अनन्तमज्ञानमनन्तदुःखं
फले अमीषां नितरां विभाव्ये ।
अतः प्रकर्षं समुपेयुषां यत्
फलं यमानामभिधीयते तत् ॥

૭૩

પ્રતિપક્ષના ચિન્તનથી 'વિતર્ક' પર દાબ પડતાં ચોગભૂમિ પરનું પ્રસ્થાન સરળ થાય છે. એટલા માટે યમ-નિયમને ચોગનાં અંગ બતાવવામાં આવ્યાં છે. કારણ કે વિઘ્નોને હઠાવનારની પહેલી જરૂર હોય.

૭૪

'વિતર્ક' નામથી સંજ્ઞિત થયેલ હિંસા, અસત્ય વગેરે પ્રત્યેકના સતાવીશ ભેદો પડે છે. જેમકે ક્રોધ, લોભ અને મોહથી હિંસા કરવાથી, કરાવવાથી અને અનુમોદવાથી—

૭૫

એમ નવ ભેદો થતાં એ પ્રત્યેકના મૃદુ, મધ્ય અને તીવ્ર એમ ત્રણ ત્રણ ભેદો પાડવાથી સતાવીશ ભેદો પડે છે. આમ હિંસા આદિ પ્રત્યેકના સતાવીશ ભેદો પડે છે. વળી, તે પ્રત્યેક સતાવીશ ભેદોના ફરી મૃદુ, મધ્ય અને તીવ્ર એમ ત્રણ ભેદો પાડીએ તો એકાશી ભેદો થાય.

૭૬

આ હિંસા આદિ 'વિતર્કો'નું ફળ અનન્ત અજ્ઞાન અને અનન્ત દુઃખ છે એમ વિચારવું જોઇએ. એ પ્રકારનું ચિન્તન જેમ પુષ્ટ થાય, તેમ અહિંસા આદિ યમો પુષ્ટ થાય. ઉન્નત દશાએ પહોંચેલા યમોનાં ફળ જે દર્શાવ્યાં છે તે નીચે પ્રમાણે છે.

७७

आद्यव्रतस्थैर्यवतः पुरः स्यु-
निसर्गवैरा अपि शान्तिभाजः ।
सत्यव्रते प्राप्तवति प्रतिष्ठां
विनोद्यमेनापि फलस्य सिद्धिः ॥

७८

अस्तेयनामव्रतनिश्चलत्वे
रत्नानि जायन्त उपस्थितानि ।
प्रतिष्ठिते ब्रह्मणि वीर्यलाभोऽ-
परिग्रहे जन्मकथन्त्वबोधः ॥

७९

अष्टौ च योगस्य वदन्ति दृष्टी-
रष्टाभिरङ्गैः सह ताः क्रमेण ।
सुश्रद्धया सङ्गत एव बोधो
दृष्टिर्मताऽत्र प्रथमाऽत्र मित्राः ॥

८०

मन्दं च मित्राद्दशि दर्शनं स्याद्,
इहोपमानं च कणस्तृणाग्नेः ।
न भक्तिसेवादिषु खेदवृत्ति-
र्न वर्त्तनं द्वेषि पुनः परत्र ॥

૭૭

અહિંસાની પ્રતિષ્ઠા આગળ નિસર્ગવૈરી–જન્મસિદ્ધ વૈરી પ્રાણીઓ પણ પરસ્પર શાન્તિ ધારણ કરે છે. સત્યવ્રતની સ્થિરતાનું પરિણામ વચનસિદ્ધિમાં આવે છે.

૭૮

અસ્તેયવ્રતની નિશ્ચલતા થતાં સર્વ દિશાનાં રત્ન-નિધાનો ઉપસ્થિત થાય છે. બ્રહ્મચર્યની પ્રતિષ્ઠામાં વીર્યલાભ પ્રાપ્ત થાય છે. અપરિગ્રહવ્રતના ઉત્કર્ષે પૂર્વજન્મનું સ્મરણ પ્રકટે છે.

૭૯

યોગની આઠ દૃષ્ટિઓ બતાવવામાં આવી છે. એ દૃષ્ટિઓ ક્રમશઃ પૂર્વોક્ત યોગનાં આઠ અંગોથી સમન્વિત છે. સુશ્રદ્ધાયુક્ત જે બોધ તેને 'દૃષ્ટિ' કહેવા-માં આવે છે. એમાં પહેલી 'મિત્રા' છે.

૮૦

મિત્રાદૃષ્ટિમાં 'દર્શન' મન્દ હોય છે. એવું મન્દ કે જેને તૃણાગ્નિકણની ઉપમા અપાય છે. આ દૃષ્ટિમાં ભક્તિ અને સેવા આદિનાં કાર્યોમાં ખેદ ઉપજતો નથી. અને બીજાના ઉપર દ્વેષવૃત્તિ હોતી નથી.

८१

देवाधिदेवे कुशलं च चित्तं
प्रवन्दनं संस्मरणं च तस्य ।
योगस्य बीजं सुमना इदं सद्
गृह्णाति दृष्टाविह वर्त्तमानः ॥

८२

संसारवासाद् विरता असङ्गा
आराधयन्तश्च महाव्रतानि ।
आदर्शभूताः शुभसाधनायां
यथोचितं सेवति तान् मुमुक्षुः ॥

८३

उद्विग्नता चात्र भवप्रपञ्चात्
सामान्यतोऽभिग्रहपालनं च ।
समादरश्चोज्ज्वलधर्मवाचां
श्रद्धा पराऽऽत्मार्थनिबोधने च ॥

८४

एवं च दृष्टाविह वर्तमानः
कृपापरो दुःखिषु, भद्रमूर्त्तिः ।
औचित्यसम्पालनतत्परश्च
योगाभिरूपी कथयाम्बभूवे ॥

૮૧

આ દૃષ્ટિમાં વર્ત્તમાન ચિત્ત ભગવદ્ભક્તિથી વાસિત હોય છે. પ્રભુવન્દન, ભગવત્સ્મરણ આ દૃષ્ટિમાં પ્રવર્તે છે. આ પ્રકારનું શુભ યોગબીજ આ દૃષ્ટિમાં વર્ત્તમાન સુજન પ્રાપ્ત કરે છે.

૮૨

પ્રસ્તુત દૃષ્ટિનો મુમુક્ષુ જેઓ સંસારવાસથી વિરત છે, નિઃસંગ છે, તપોધન છે અને મહાવ્રતસમ્પન્ન છે તેમજ કલ્યાણમાર્ગની સાધનામાં આદર્શભૂત છે, તે ગુરુઓની યથોચિત સેવા કરે છે.

૮૩

આ દૃષ્ટિમાં ભવપ્રપંચથી ઉદ્વેગ હોય છે. સામાન્ય પ્રકારના અભિગ્રહો, વ્રત-નિયમોમાં પ્રવૃત્તિ હોય છે. ધર્મની ઉચ્ચ વાણી તરફ આદર હોય છે. અને આત્મ-કલ્યાણનું સાંભળવામાં બહુ શ્રદ્ધા હોય છે.

૮૪

આ દૃષ્ટિમાં વર્ત્તમાન ભદ્રમૂર્ત્તિ સુજન દુઃખી પર કૃપાલુ હોય છે, અને ઔચિત્યનું પાલન કરવામાં તત્પર હોય છે. પ્રથમદૃષ્ટિગત પ્રાણી આવા પ્રકારનો યોગાચાર્યોએ વર્ણવ્યો છે.

८५

दुर्बोधवर्मे विपुलोऽम्बुवाहो
दुर्वर्त्तनद्रौ निशित कुठार ।
सत्सङ्गतिर्या विबुधैर्न्यगादि
तत्प्राप्तिरत्र प्रगतेर्निदानम् ॥

८६

अन्त्ये 'परावर्त्त' इमा च दृष्टि
कल्याणरूपा लभते सुभाग ।
हेतु परो भावमलाल्पताऽत्र
घने मले नो सति सत्त्वबुद्धि ॥

८७

यथाप्रवृत्तौ करणेऽन्त्य ईदृग्
आसत्तिमद्ग्रन्थिभिद स्वरूपम् ।
अपूर्वता तस्य यथाप्रवृत्ते-
स्ततस्तदासन्नतया वदन्ति ॥

८८

चतुर्दशोक्तानि जिनागमे गुण
स्थानानि तत्र प्रथम निगद्यते ।
समागतस्य प्रथमामिमा दृश
शास्त्रे तु सामान्यत एव वर्णितम् ॥

૮૫

સત્સંગતિ જે દુર્બોધરૂપ ઘામને શમાવવામાં વિપુલ જલધર સમાન છે અને દુરાચરણરૂપ વૃક્ષને કાપવામાં તીક્ષ્ણ કુઠારતુલ્ય છે તે આ દૃષ્ટિમાં આત્મોન્નતિના સાધન તરીકે પ્રાપ્ત થાય છે.

૮૬

છેલ્લા 'પુદ્ગલપરાવર્ત્ત'માં આ કલ્યાણરૂપ દૃષ્ટિ ભાગ્યવાન્ પ્રાપ્ત કરે છે. આન્તરિક મલનો હ્રાસ થતાં આ સ્થિતિ પ્રાપ્ત થાય છે. ઉગ્ર મલ હોય ત્યાં સત્ શું સમજાય ?

૮૭

'ગ્રન્થિ'-ભેદનું કાર્ય જેને નજીકમાં થવાનું છે એવા ચેતનને છેલ્લા 'યથાપ્રવૃત્તિકરણ'માં આ (પ્રથમ દૃષ્ટિનું) જીવન પ્રાપ્ત થાય છે. અતએવ છેલ્લું 'યથાપ્રવૃત્તિકરણ' 'અપૂર્વકરણ'ની નજીકમાં હોવાથી, એનો રસ્તો સરળ કરી દેનાર હોવાથી 'અપૂર્વકરણ' તરીકે કહેવાય છે.

૮૮

જિનાગમમાં ચૌદ ગુણસ્થાનોનું પ્રતિપાદન કર્યું છે. તેમાં પહેલું ગુણસ્થાન આ પ્રથમ દૃષ્ટિમાં આવતાં પ્રાપ્ત થાય છે. શાસ્ત્રમાં તે સંબન્ધી જે અન્ય કથન કર્યું છે તે સામાન્ય પ્રકારે છે.

८९

यमप्रधाना प्रथमा दृगुक्ता
तारा द्वितीया नियमप्रधाना ।
शौचस्य सद्भावनया च तत्र
विरक्तिरङ्गे, न पराङ्गमोहः ॥

९०

सुसत्त्वसिद्धिः सुमनस्कभाव
एकाग्रभावो जय इन्द्रियाणाम् ।
आत्मस्वरूपेक्षणयोग्यता च
फलान्यमूनि प्रतिपादितानि ॥

९१

सन्तोषतश्चोत्तमसौख्यलाभः
स्वाध्यायतो दैवतदर्शनं च ।
तपेन कायेन्द्रिययोश्च सिद्धिः
प्रोक्ता समाधिः प्रणिधानतश्च ॥

९२

अस्यां च ताराद्दशि गोमयाग्नि-
कणोपम दर्शनमभ्यधायि ।
नोद्विग्नभावोऽत्र परोपकारे
तत्त्वावबोधस्य पुन समीहा ॥

८९

યમપ્રધાન પહેલી દષ્ટિ કહેવાઇ. નિયમપ્રધાન બીજી દષ્ટિ ' તારા ' છે. તેમાં નિયમના શૌચ, સન્તોષ, તપ, સ્વાધ્યાય અને ઇશ્વરપ્રણિધાન એ પાંચ ભેદો છે. તે પૈકી પ્રથમ શૌચ. તેની ભાવનાથી પોતાના દેહ પર વૈરાગ્ય પેદા થાય છે અને અન્યદેહ પરનો મોહ શાન્ત થાય છે.

૯૦

વળી, સત્ત્વબળની સિદ્ધિ, માનસિક ઉલ્લાસ, એકાગ્રતા, ઇન્દ્રિયજય અને આત્મસ્વરૂપને અવલોકવાની યોગ્યતા પ્રાપ્ત થાય છે. શૌચનાં આટલાં ફળ બતાવ્યાં છે.

૯૧

સન્તોષથી ઉત્તમ સુખનો લાભ થાય છે. સ્વાધ્યાયથી ઇષ્ટ દેવતાનું દર્શન થાય છે. તપથી શરીર તેમજ ઇન્દ્રિયોની સિદ્ધિ સાંપડે છે. અને ઇશ્વરપ્રણિધાનથી સમાધિ પ્રાપ્ત થાય છે.

૯૨

આ ' તારા ' દૃષ્ટિમાં છાણાની અગ્નિના કણ જેવો બોધ હોય છે. ધર્મક્રિયામાં, હિતસાધનમાં આ દૃષ્ટિધારકને ઉદ્વેગ આવતો નથી. આ દૃષ્ટિનો આત્મા તત્ત્વજિજ્ઞાસુ હોય છે.

९३

प्रीतिस्त्वविच्छिन्नतयाऽत्र योग-
　　कथासु भक्तिर्विमला च सत्सु ।
मायोग्यकर्माचरणं च शिष्टा
　　प्रमाणमित्यन्यमतेषु साम्यम् ॥

९४

यत्राऽऽसन योगतृतीयकाङ्गं
　　दृष्टिर्बला सा विदिता तृतीया ।
इह च काष्ठाग्निकणप्रकाशो-
　　पमं भवेद् दर्शनमत्र दृष्टौ ॥

९५

सदाश्च तत्त्वश्रवणाभिलाष
　　क्षेपो न योगस्य पथि प्रयाणे ।
असाधुतृष्णात्वरयोरभावात्
　　स्थिरं सुखं चासनमाविरस्ति ॥

९६

इहान्तराया शममाप्नुवन्ति ।
　　द्वन्द्वाभिघातो न च सम्भविष्णु ।
अपायदूरीभवनेन कृत्यं
　　भवेत् समस्तं प्रणिधानपूर्वम् ॥

૯૩

યોગકથામાં તેનો પ્રેમ અવિચ્છિન્ન હોય છે. સત્પુરુષો તરફ તેને બહુમાન હોય છે. આ દૃષ્ટિમાં નિન્દિત આચરણ નથી હોતું. અને ‘ શિષ્ટો પ્રમાણ છે ! ’ એવી ભાવના હોવાથી અન્ય મતાન્તરતરફ સમભાવ હોય છે.

૯૪

ત્રીજી દૃષ્ટિ ‘ બલા ’ છે. એમાં યોગનું ત્રીજું અંગ ‘ આસન ’ પ્રાપ્ત થાય છે. આ દૃષ્ટિમાં જે દર્શન હોય છે તે કાષ્ઠાગ્નિના પ્રકાશ જેવું દૃઢ હોય છે.

૯૫

આ દૃષ્ટિમાં તત્ત્વશ્રવણની આકાંક્ષા પ્રબળ હોય છે અને ‘ ક્ષેપ ’ દોષ ( ચાંચલ્ય ), જે યોગપ્રવાસમાં નડતર કરનાર છે, તે ટળી જાય છે. અયોગ્ય લાલસા અને ત્વરા શાન્ત થઈ જવાથી આ દૃષ્ટિમાં સ્થિર અને સુખરૂપ આસનની સિદ્ધિ થાય છે.

૯૬

અહીં સાધનવિરોધી અન્તરાયો ઠંડા પડે છે અને શીતોષ્ણાદિ દ્વન્દ્વથી અભિઘાત થતો નથી. દોષો દૂર થવાથી આ દૃષ્ટિમાં સમસ્ત ધર્મ્ય કૃત્ય મનઃપ્રણિધાનપૂર્વક થાય છે.

९७

यून. सकान्तस्य विदग्धबुद्धे-
यथा सुगेयश्रवणेऽभिलाष । 
इमां दृशं प्राप्तवतस्तथा स्यात्
तत्त्वावबोधश्रवणाभिलाषः ॥

९८

असत्यमुष्मिन् श्रुतमप्यपार्थ-
मिवोषरायां भुवि बीजवापः ।
सति त्वमुष्मिन् परसाधनानि
कर्मक्षयायाऽसुलभानि न स्युः ॥

९९

तुर्याऽन्विता प्राणयमेन दीप्रा
दीप्राऽऽत्मभावस्य बलेन दृष्टिः ।
अस्यां च तत्त्वश्रवणप्रवृत्ति-
र्दीपप्रभासन्निभदर्शनायाम् ॥

१००

यः श्वासप्रश्वासगतिप्ररोध
स योगिभि प्राणयमो बभाषे ।
स रेचक पूरक-कुम्भकौ च
श्वासो बहिर्वृत्तिरिहाऽऽदिमः स्यात् ॥

૯૭

રમણીસમેત નિપુણ યુવકને સુન્દર સંગીત સાંભળવામાં જે રસવૃત્તિ હોય છે તેટલી રસવૃત્તિ તત્ત્વશ્રવણ માટે આ દષ્ટિવાળાને હોય છે. આવો તત્ત્વશુશ્રૂષાનો ગુણ આ દષ્ટિમાં પ્રકટે છે.

૯૮

જ્યાં શુશ્રૂષા નથી, ત્યાં શ્રવણની શી કિમ્મત! ઉખર જમીનમાં બીજવપનની જેમ તે વ્યર્થ જાય. પરન્તુ જ્યાં શુશ્રૂષાની ઊર્મિ વહે છે ત્યાં કર્મક્ષયસાધક બીજાં સાધનો પણ સુલભ થઇ જાય છે.

૯૯

ચોથી દષ્ટિ 'દીપ્રા' છે. આ દષ્ટિમાં આત્મબળ વધુ વિકસેલું હોય છે. આ દષ્ટિ પ્રાણાયામવાળી છે. અહીં તત્ત્વશ્રવણ પ્રાપ્ત થાય છે. આ દષ્ટિનું દર્શન દીપકની પ્રભા સરખું બતાવવામાં આવ્યું છે.

૧૦૦

શ્વાસ-પ્રશ્વાસની ગતિનો વિચ્છેદ કરવો એને 'પ્રાણાયામ' કહેવામાં આવે છે. તેના ત્રણ પ્રકાર છે: રેચક, પૂરક અને કુમ્ભક. રેચક એટલે બહિર્વૃત્તિ શ્વાસ. અર્થાત્ અન્દરના શ્વાસને બહાર કાઢવો તે રેચક.

१०१

प्रपूरणं तस्य च पूरकः स्यात्
स्थिरीकृतिस्तस्य च कुम्भकः स्यात् ।
एकत्वभावा न हि योगकाराः,
केचित् ततो यान्ति परं प्रदर्शन ॥

१०२

स्याद् भावतः प्राणयमस्तु बाह्य–
भावस्य रेकाद् अथ पूरणेन– ।
विवेकभावस्य समुज्ज्वलस्य
स्थिरीकृतेर्वास्तवमेतदङ्गम् ॥

१०३

स्त्रीतोऽपि पुत्रादपि मित्रतोऽपि
धर्मः प्रियः स्यान्निजकासुतोऽपि ।
क्षिपेत धर्मार्थमसूनपि स्वान्
प्राणान्तकष्टेऽपि न तु त्यजेत् तम् ॥

१०४

एवं भवक्षारपयोनिरासान्
तत्त्वश्रुतिस्वादुजलेन पुण्यम्– ।
बीजं प्ररोहप्रवणं करोति
सम्यङ्कृति सद्गुरुभक्तिः ॥

૧૦૧

પૂરક એટલે અન્તર્વૃત્તિશ્વાસ. અર્થાત્ બહારના વાયુને ખેંચી અન્દર પૂરવાનું જે કામ તે પૂરક. અને તે પવનનું સ્તમ્ભન કરવું અર્થાત્ તેને સ્થિર કરી રોકી રાખવો તે કુમ્ભક. યોગાભ્યાસીઓ બધા એક સરખા સ્વભાવના નથી હોતા. એટલે કેટલાક આ જાતનો માર્ગ પણ ગ્રહણ કરે છે.

૧૦૨

પ્રાણાયામની ખરી ઉપયોગિતા તેના બીજા અર્થમાં છે. વૈષયિક મમત્વરૂપ બાહ્યભાવનું રેચન કરવું તે રેચક, અન્તર્ભાવનું પૂરણ કરવું તે પૂરક અને તેનું સ્થિરીકરણ તે કુમ્ભક. આ ભાવપ્રાણાયામ છે.

૧૦૩

આ દૃષ્ટિમાં સ્ત્રી, પુત્ર, મિત્ર અને પોતાના પ્રાણથી પણ ધર્મ પ્રિય હોય છે. ધર્મને માટે પોતાના પ્રાણ આપવા તૈયાર થાય, પરન્તુ પ્રાણાન્તકષ્ટમાં પણ ધર્મને ન છોડે. આ દૃષ્ટિનો જીવ ધર્મસાધનમાં આવો મજબૂત હોય છે.

૧૦૪

આમ શુભમતિસમ્પન્ન સદ્ગુરુભક્ત મહાશય ભવવાસનારૂપ ખારા પાણીને ત્યજી તત્ત્વશ્રુતિરૂપ સ્વાદુ જળથી પુણ્ય-બીજને વૃદ્ધિ પમાડે છે.

१०५

मिथ्यात्वमस्मिंश्च दृशां चतुष्केऽ
वतिष्ठते ग्रन्थ्यविदारणेन ।
ग्रन्थेर्विभेदो भवति स्थिरायां
तद् दृक्चतुष्केऽत्र न सूक्ष्मबोधः ॥

१०६

अवेद्यसंवेद्यपदाभिधेयो
मिथ्यात्वदोषाशय उच्यते स्म ।
उग्रोदये तत्र विवेकहीना
अधोगतिं मूढधियो व्रजन्ति ॥

१०७

मिथ्यात्वदोषस्य पराजयेन
संसारदुःखौघनिबन्धनस्य ।
सत्सङ्गतो दुर्गतिकारणस्य
कुतर्कराहोः प्रपलायनं स्यात् ॥

१०८

शमाम्बुवाहे प्रतिकूलवातं
सद्बोधपद्मे च हिमोपपातम् ।
श्रद्धानशल्यं स्मयपोषकं च
निजं हितं घ्नन्ति कुतर्कमेत्य ॥

૧૦૫

આ ચાર દૃષ્ટિઓ સુધી 'ગ્રન્થિભેદ' ન થતો હોવાથી ' મિથ્યાત્વ ' રહે છે. 'ગ્રન્થિ'નો ભેદ 'સ્થિરા' ( પાંચમી દૃષ્ટિ )માં થાય છે. અતએવ આ દૃષ્ટિ સુધી સૂક્ષ્મબોધનો અભાવ હોય છે.

૧૦૬

મિથ્યાત્વદોષની હાલતને 'અવેદ્યસંવેદ્યપદ' કહેવામાં આવે છે. મિથ્યાત્વના ઉગ્ર ઉદયથી માણસ મોહાભિભૂત બને છે અને વિવેકવિહીન આચરણથી પોતાની દુર્ગતિ કરે છે.

૧૦૭

મિથ્યાત્વદોષ સંસારની દુઃખરાશિનું મૂળ છે. સત્સંગના યોગે તેનો પરાજય થતાં દુર્ગતિકારક એવો કુતર્ક–રાહુ પલાયન કરી જાય છે.

૧૦૮

કુતર્કજીવનનો ખ્યાલ આપતાં યોગાચાર્યો કહે છે કે કુતર્ક પ્રશમ–જલધરને રોકવામાં પ્રતિકૂલપવનતુલ્ય છે અને સદ્બોધરૂપ કમલ પર હિમપાત છે. તેમજ શ્રદ્ધાનમાં શલ્યભૂત અને ગર્વપોષક છે. કુતર્કમાર્ગનો આશ્રય લઇ માણસ પોતાના હિતનું હનન કરે છે.

१०९

सभासु वादप्रतिवादजल्पा
विशारदानां विविधा भवन्ति ।
तत्त्वान्तसिद्धिर्नहि लभ्यते तै-
र्दृष्टान्तभूतस्तिलपीलकोऽत्र ॥

११०

एकेऽभियुक्ता अमुकं पदार्थं
यथानुमानैः परिकल्पयन्ति ।
अन्येऽभिरूपा अमुमेव भाव-
मन्यस्वरूपं प्रतिपादयन्ति ॥

१११

अतीन्द्रियार्था यदि हेतुवादै-
र्विनिश्चयस्यैकपदीमुपेयुः ।
एतावता कालत एव ते स्यु-
र्विनिश्चिता विश्वविशारदेषु ॥

११२

न वादमार्गान्न च तर्कशास्त्रात्
प्रकाशमायात्यकृतात्मनां धीः ।
तत्त्वस्य सिद्धेः परमस्तु पन्था
योगः सतां सम्मत एक एव ॥

१०९

વિદ્વાનોની સભાઓમાં અનેક પ્રકારના વાદ-પ્રતિવાદ ચાલે છે. પરન્તુ એથી તત્ત્વસિદ્ધિ લભ્ય નથી. આમાં ઘાણીના બળદનું ઉદાહરણ વિચારી શકાય.

૧૧૦

એક પક્ષના વિદ્વાનો અમુક પદાર્થને તર્કબળે, અનુમાનો દ્વારા જેવા રૂપમાં નિરૂપે છે તે જ પદાર્થને બીજા વિદ્વાનો બીજી રીતે પ્રતિપાદન કરે છે.

૧૧૧

અતીન્દ્રિય પદાર્થો જો તર્કોથી નિશ્ચિત થયા હોત અગર થઈ શકતા હોત તો આટલા કાળે જગતના વિદ્વાનોએ તે પદાર્થોનો નિશ્ચય ક્યારનોયે કરી નાંખ્યો હોત.

૧૧૨

જ્યાં આત્મા ભાવિત નથી, ત્યાં વાદચર્ચાથી કે તર્કપરમ્પરાના અવલંબનથી પ્રકાશ શું મળે ? તત્ત્વસિદ્ધિનો ઉત્તમ માર્ગ એક માત્ર યોગસાધન છે.

११३

शास्त्रार्थशक्त्या न पराभिभूते-
　　रभ्यासमात्रान्न च शास्त्रराशेः ।
सिद्धिं समागच्छति तत्त्वभूमि-
　　रालम्बतेऽसौ शमशालि शीलम् ॥

११४

न शब्दभेदे कलहो विधेयो
　　नानाविधानां खलु दर्शनानाम् ।
विचारणीयं परमार्थतत्त्वं
　　समं हि पश्यन्ति समेक्षिणस्तु ॥

११५

स्वजीवनं शोधयितुं प्रयत्न-
　　स्तत्त्वावबोधाय सदा विधेयः ।
समाहिते चेतसि शुद्धिभाजि
　　सम्यग्दृशः सम्भविता विकासः ॥

११६

दृशश्चतस्रः प्रथमाः सृजन्ति
　　मार्गाभिमुख्येन विमुक्तियोगम् ।
मिथ्यात्ववत्योऽपि तदल्पभावाद्
　　योग्यत्वभाजोऽन्तिम'पुद्गल'स्थाः ॥

## ११३

શાસ્ત્રાર્થબલથી બીજાને પરાસ્ત કરવાથી કે શાસ્ત્ર-સમૂહના અભ્યાસ માત્રથી તત્ત્વભૂમિ પ્રાપ્ત થઇ શકતી નથી. પરન્તુ તેની સિદ્ધિ શમશાલી શીલ પર અવલંબિત છે.

## ૧૧૪

અધિકાંશ, ધર્મના ઝઘડા કે દાર્શનિક કલહ ભિન્ન ભિન્ન દર્શનોની ભિન્ન ભિન્ન શબ્દપરિભાષા અને ભિન્ન ભિન્ન પ્રતિપાદનશૈલીને લઇને થાય છે. મૂળ વસ્તુ શું છે, પરમાર્થ તત્ત્વ શું છે એ વિચારવું જોઇએ. તત્ત્વદષ્ટાને કલહ કેવો ? સમદર્શી તો સર્વત્ર સમ જુએ છે. જ્યાં સમન્વયશક્તિ છે ત્યાં સમભાવ છે.

## ૧૧૫

તત્ત્વસિદ્ધિ માટે સાચો ઉપાય તો એ છે કે પોતાના જીવનશોધનમાં સદા યત્નપરાયણ થવું જોઇએ. પ્રકાશપ્રાપ્તિનું મુખ્ય સાધન ચિત્તશુદ્ધિ છે. વિમલ ચિત્તની સમાહિત અવસ્થામાં સમ્યગ્દર્શનનો પ્રકાશ થાય છે.

## ૧૧૬

આ પહેલી ચાર દૃષ્ટિઓ યદ્યપિ મિથ્યાત્વવાળી છે, પણ ત્યાં મિથ્યાત્વની મન્દતા છે. એટલે ચરમપુદ્ગલ-પરાવર્ત્તભાવી અને સમુચિત યોગ્યતા ધરાવતી એ દૃષ્ટિઓ માર્ગાભિમુખ હોઇ મોક્ષમાર્ગને સર્જે છે.

११७

शान्तो विनीतश्च मृदुः प्रकृत्या
भद्रस्तथा चारुचरित्रशाली ।
मिथ्यादृगप्युच्यत एव सूत्रे
निर्वाणभाक् धर्मितया प्रशस्तः ॥

११८

अर्वे 'परावर्त्तन'नामकालेऽ-
वशिष्ट उत्कृष्टतया भवन्ति ।
सम्यग्दृशो मोक्षपदस्य लाभे
विलम्ब उत्कृष्टतयाऽयमर्थात् ॥

११९

सम्यग्दृशः सन्ति चतस्र एताः
स्थिरा च कान्ता च प्रभा परा च ।
प्रत्याहृतिस्तत्र भवेत् स्थिरायां
रत्नप्रभाभं पटु दर्शनं च ॥

१२०

समाहृतिर्याऽर्थत इन्द्रियाणां
प्रत्याहृतिः सा परिवेदितव्या ।
आद्यामिमां सद्दृशामागतस्य
सूक्ष्मावबोधो भ्रमवर्जितश्च ॥

११७

'સમ્યગ્દર્શન' પ્રાપ્ત ન થયું હોય ત્યાં સુધી જીવ 'મિથ્યાદૃષ્ટિ' કહેવાય. 'મિથ્યાદૃષ્ટિ' પણ સ્વભાવે ભદ્ર, શાન્ત, વિનીત, મૃદુ અને ચારિત્રસમ્પન્ન હોઇ શકે છે. અને એવો 'મિથ્યાદૃષ્ટિ' પણ ધર્મી તરીકે સ્તુત્ય છે, તેમજ તે મોક્ષભાજન છે.

११८

ભવભ્રમણનો કાળ વધુમા વધુ અડધો 'પુદ્ગલ-પરાવર્ત્ત' બાકી રહે ત્યારે 'સમ્યગ્દર્શન' પ્રાપ્ત થાય છે. અર્થાત્ સમ્યગ્દૃષ્ટિને મોડામાં મોડો મોક્ષ અર્ધ પુદ્ગલપરાવર્ત્તે થાય.

११९

આ ચાર સમ્યગ્દૃષ્ટિઓ છેઃ સ્થિરા, કાન્તા, પ્રભા અને પરા. સ્થિરામાં યોગનું અંગ 'પ્રત્યાહાર' પ્રાપ્ત થાય છે. આ દૃષ્ટિમાં પ્રકાશતા પટુ દર્શનને રત્નપ્રભાની ઉપમા આપવામાં આવે છે.

१२०

'પ્રત્યાહાર' એટલે ઇન્દ્રિયોને વિષયોથી હઠાવવી. ઇન્દ્રિયો પોતાની વિષયયોગવિરહિત સ્થિતિમાં જાણે ચિત્તસ્વરૂપનું અનુકરણ કરતી હોય એવી ઇન્દ્રિયોની જે સ્થિતિ તે પ્રત્યાહાર. પ્રત્યાહારથી ઇન્દ્રિયોની વશ્યતા સધાય છે. આ દૃષ્ટિમાં સૂક્ષ્મબોધ પ્રકાશે છે.

१२१

प्रत्याहृतेर्ग्रन्थिविभेदनेन
स्फुरद्विवेकोज्ज्वलमानसानाम् ।
संसारचेष्टा प्रतिभाति बाल–
धूलीगृहक्रीडनसन्निभैव ॥

१२२

तत्त्वं परं ज्योतिरिह ज्ञरूप
वैकल्पिक. सर्व उपप्लवोऽन्यः ।
एव च भोगो भवभोगिभोगाऽऽ-
भोगस्वरूप प्रतिभासतेऽत्र ॥

१२३

ततश्च कान्तादृशि सम्प्रवेश–
स्ताराप्रभासन्निभदर्शनायाम् ।
चित्तस्य देशे स्थिरबन्धनं यत्
तां धारणामत्र वदन्ति सन्तः ॥

१२४

योगस्य षष्ठाङ्गमिहोपगम्य
स्वसाधनं यात्यधिक विकासम् ।
स्थिरस्वभावादिह नान्यमुच्च
स्वधर्मरक्तेर्न भवाय भोगाः ॥

૧૨૧

પ્રત્યાહારદ્વારા 'ગ્રન્થિભેદ' થતાં જેમનાં માનસ વિવેકસ્ફુરણથી ઉજ્જ્વલ બન્યાં છે એવા મહાત્માઓને સંસારચેષ્ટા ધૂળનાં ઘર બનાવી રમનારાં બાળકોની ચેષ્ટા જેવી ભાસે છે.

૧૨૨

આ દૃષ્ટિમાં શુદ્ધ ચૈતન્યસ્વરૂપ જ્યોતિ એ જ પરમ તત્ત્વ સમજાય છે. બાકી ભવપ્રપંચ વૈકલ્પિક વિપ્લવરૂપ જણાય છે. આ દૃષ્ટિમાં સંસારના ભોગો ભવરૂપ સર્પની ફણાના આટોપ સરખા ભાસે છે.

૧૨૩

એ પછી 'કાન્તા' દૃષ્ટિમાં પ્રવેશ થાય છે. આ દૃષ્ટિમાં પ્રગટ થતા દર્શનને તારા-પ્રભાની ઉપમા આપવામાં આવી છે. આ દૃષ્ટિમાં યોગનું અંગ 'ધારણા' પ્રાપ્ત થાય છે. કોઇ પણ ધ્યેય પ્રદેશ પર ચિત્તને સ્થિર બાંધવું એનું નામ 'ધારણા.'

૧૨૪

આ દૃષ્ટિમાં યોગના છઠ્ઠા અંગ પર આરૂઢ થયેલ મહાત્મા આત્મસાધનનો વિકાસ અધિક સાધે છે. અહીં સ્થિર સ્વભાવના યોગે અન્યપ્રવૃત્તિમાં ચિત્તની ઉત્સુકતા થતી નથી. તેમજ આત્મધર્મમાં રમણતા હોવાથી ભોગો ભવહેતુ થતા નથી.

१२५.

तत्त्वेन मायाम्बु यथेक्षमाण-
स्तन्मध्यतो यात्यविषण्ण आशु ।
भोगान् स्वरूपेण तथैव मायाऽ-
म्बुवद् विदन्नस्खलित प्रयाति ॥

१२६.

मीमांसना दीपिकया समाना
मोहान्धकारक्षपणेऽत्र भाति ।
तत्त्वप्रकाशे च महोज्ज्वलत्वेऽ-
समञ्जसस्यापि कुतः प्रचारः ॥

१२७.

दृष्टिः प्रभाऽर्कद्युतितुल्यबोधा
ध्यानैकसारा रहिता रुजा च ।
प्रवर्त्तते ध्यानसमुद्भवं शं
शमप्रधानं स्ववशं गरिष्ठम् ॥

१२८.

सर्वं भवेदन्यवशं हि दुःखं
सर्वं भवेदात्मवशं हि सौख्यम् ।
सुखासुखं वस्तुत एतदुक्तं
गुणोऽत्र तत्त्वप्रतिपत्तिरूपः ॥

१२५

માયાજળને વાસ્તવિક રીતે સમજનાર જેમ સ્વસ્થપણે એના મધ્યમાંથી સત્વર નિકળી જાય છે, તેમ ભોગોને માયાજળની જેમ તેના ખરા સ્વરૂપમાં ઓળખનાર તેમાંથી નિર્લિપ્તપણે પસાર થઇ જાય છે, અને પોતાના સાધ્યને પહોંચે છે. આ દૃષ્ટિનું આત્મજીવન આ પ્રકારનું બલવાન્ હોય છે.

૧૨૬

મોહાન્ધકારને ભેદવામાં દીપિકા સમાન એવી તત્ત્વમીમાંસા આ દૃષ્ટિમાં પ્રકાશે છે. અતએવ ઉજ્જ્વળ તત્ત્વપ્રકાશની આગળ અસંમજસનો સંભવ કેમ હોઇ શકે.

૧૨૭

સાતમી દૃષ્ટિ પ્રભામાં સૂર્યપ્રકાશ સરખો બોધ ઝળહળે છે. આ નીરોગ દૃષ્ટિમાં યોગનું સાતમું અંગ 'ધ્યાન' પ્રાપ્ત થાય છે. ઉપશમપ્રધાન અને સ્વાધીન એવું ધ્યાનજનિત મહાન્ સુખ અહીં અનુભવાય છે.

૧૨૮

પરાધીન એ દુઃખ અને સ્વાધીન એ સુખ. આ સુખ–દુઃખનું વાસ્તવિક લક્ષણ છે. અતએવ ધ્યાનજનિત સુખ એજ તાત્વિક સુખ છે. કેમકે એ આત્માધીન છે. તત્ત્વપ્રતિપત્તિ એ આ દૃષ્ટિનો લાક્ષણિક ગુણ છે.

१२९

या धारणाया विषये च प्रत्यये-
कतानताऽन्तःकरणस्य तन्मतम् ।
ध्यानं, समाधिः पुनरेतदेव हि
स्वरूपमात्रप्रतिभासनं मतः ॥

१३०

असङ्गवृत्त्याख्यकसत्प्रवृत्ति-
पदं प्रभायां लभते महात्मा ।
प्रशान्तवाहित्वमपीदमेवे-
दमेव नामान्तरतोऽन्य आहुः ॥

१३१

दृष्टिः परा नाम समाधिनिष्ठाऽ-
ष्टमी तदासङ्गविवर्जिता च ।
सात्मीकृताऽस्यां भवति प्रवृत्ति-
र्बोधः पुनश्चन्द्रिकया समानः ॥

१३२

अध्यात्मकोटिं परमामिहाऽऽगतः
श्रीधर्मसन्न्यासबलेन केवलम् ।
लब्ध्वोत्तमं योगमयोगमन्ततः
प्राप्यापवर्गं लभतेऽस्तकर्मकः ॥

૧૨૯

ધારણાના વિષયમાં ચિત્તની એક સરખી પરિણામ-ધારાને 'ધ્યાન' કહેવામાં આવે છે. એ જ ધ્યાન સ્વરૂપ-માત્રનિર્ભાસની કક્ષાએ પહોંચે છે ત્યારે તેને 'સમાધિ' નામથી ઓળખાવવામાં આવે છે. (ધ્યાનમાં ધ્યાનાકાર વૃત્તિ પણ હોય છે. તે ખસી જતાં તે ધ્યાન વિશેષદર્શક 'સમાધિ' નામથી ઓળખાવવામાં આવે છે.)

૧૩૦

આ દષ્ટિમાં 'અસંગાનુષ્ઠાન' હોય છે. જેમ દંડના પ્રયોગથી ફરતું ચક્ર દંડનો વ્યાપાર બંધ થઇ જવા પછી પણ તેના વેગસંસ્કારને લીધે થોડો વખત ફરતું રહે છે, તેમ ધ્યાનાવસ્થા પછી પણ તેના સંસ્કારના પરિણામે ધ્યાનાવસ્થાસદશ પરિણામપ્રવાહ ચાલ્યા કરે છે. આને 'અસંગાનુષ્ઠાન' કહે છે. આવું 'સત્પ્રવૃત્તિપદ' પ્રભા દષ્ટિમાં હોય છે. આને જ કેટલાક 'પ્રશાન્તવાહિત્વ' નામથી અને કેટલાક બીજાં નામોથી ઓળખાવે છે.

૧૩૧

આઠમી દષ્ટિ 'પરા' છે. એમાં યોગનું અન્તિમ અંગ 'સમાધિ' પ્રાપ્ત થાય છે. છતાં ત્યાં સમાધિનો આસંગ નથી હોતો. આ દષ્ટિનું જીવન પૂર્ણ આત્મસ્પર્શી હોય છે. આ દષ્ટિના ઉદ્દ્યોતમાન બોધને ચાન્દ્રમસી જ્યોત્સ્નાની ઉપમા આપવામાં આવે છે.

૧૩૨

આ દષ્ટિમાં વર્ત્તમાન મહાત્મા અધ્યાત્મ જીવનની ઉત્કૃષ્ટ દશાને પ્રાપ્ત થાય છે. અને 'ધર્મસંન્યાસ'ના બલે 'કેવલજ્ઞાન' પ્રાપ્ત કરે છે. એ પછી છેલ્લે, અયોગાત્મક ચરમ યોગદ્વારા સમ્પૂર્ણ અકર્મક બની અપવર્ગને પ્રાપ્ત કરે છે.

१३३

मित्रादृशो लक्षणमस्ति मैत्री
तारादृशो मानसिको विकासः।
बलादृशा साधनशक्तिमत्त्वं
दीप्रादृशोऽन्तःकरणस्य दीप्तिः॥

१३४

स्थिरा स्थिरायाः खलु तत्त्वभूमिः
कान्तांऽश साम्यसमुज्ज्वलत्वम्।
ध्यानप्रभाभासुरता प्रभाया
समाधियोगश्च परः परायाः॥

१३५

तृणगोमयकाष्ठहव्यभुक्-
कणदीपप्रभयोपमीयते।
इह रत्न भ भानु चन्द्रम -
प्रभया दृष्टिषु दर्शनं क्रमात्॥

१३६

खेदादिदोषा इह निर्गतास्तथाऽ
द्वेषादिका अष्ट गुणा श्रिता क्रमात्।
इत्येवमङ्गाष्टकमष्टकं दृशा
संक्षेपतोऽदर्शत योगिसम्मतम्॥

१३३

મિત્રાદૃષ્ટિનું લક્ષણ મૈત્રી, તારાનું માનસિક વિકાસ, બલાનું સાધનબલ, દીપ્રાનું અન્તઃકરણની દીપ્તિ,

१३४

સ્થિરાનું સ્થિર તત્ત્વભૂમિ, કાન્તાનું ઉજ્જ્વલ સામ્ય, પ્રભાનું ધ્યાનપ્રભા અને પરાનું પરમ સમાધિયોગ.

१३५

ઉપર જણાવ્યું તેમ, પહેલી ત્રણ દૃષ્ટિઓમાં ક્રમશઃ તૃણ, છાણાં અને લાકડાંની અગ્નિના કણ સમાન બોધ હોય છે. ચોથીમાં દીપની પ્રભા સમાન, પાંચમીમાં રત્નપ્રભા સમાન, છઠ્ઠીમાં તારાપ્રભા સમાન, સાતમીમાં સૂર્યપ્રભા સમાન અને આઠમીમાં ચન્દ્રપ્રભા સમાન બોધ હોય છે.

१३६

ઉપર જણાવ્યું તેમ, એક એક દૃષ્ટિમાં ક્રમશઃ એક એક દોષ ટળતો જાય છે. જેમકે પહેલી દૃષ્ટિમાં ખેદ, બીજીમાં ઉદ્વેગ, ત્રીજીમાં ક્ષેપ, ચોથીમાં ઉત્થાન, પાંચમીમાં ભ્રાન્તિ, છઠ્ઠીમાં અપ્રાસંગિક ઔત્સુક્ય, સાતમીમાં રોગ અને આઠમીમાં આસંગ. વળી, ઉપર જણાવ્યું તેમ, એક એક દૃષ્ટિમાં ક્રમશઃ એક એક ગુણ પ્રગટ થતો જાય છે. જેમકે અદ્વેષ, જિજ્ઞાસા, શુશ્રૂષા, શ્રવણ, બોધ, મીમાંસા, પ્રતિપત્તિ અને પ્રવૃત્તિ. આમ આઠ અંગો સહિત આઠ દૃષ્ટિઓનું ટૂંક અવલોકન પૂરૂં થયું.

१

आत्मस्वरूपं प्रथमं प्रवेद्यं
योगप्रवासोत्सुकनां वहद्भिः ।
स एव योगस्य यदस्ति भूमि-
राकाशचित्रोपममन्यथा स्यात् ॥

२

क्षेत्रे परैरात्मनि कृष्यमाणे
योगेन यत्नैः सततं यथावत् ।
सम्पद्यते सम्पदनन्त-नित्या
विज्ञानवीर्यप्रमदस्वरूपा ॥

३

इदं पदार्थद्वितये समस्त-
मन्तर्भवन्न व्यतिरिच्यतेऽन्यः ।
जडस्तथा चेतन इत्यमू द्वौ
जडेन चैतन्यमुपावृतं नः ॥

४

प्रसिद्धमेतच्च जडस्य योगात्
क्लेशान् विचित्रान् सहते सदाऽऽत्मा ।
स्वरूपबोधेऽखिलभूतराशेः
पृथक्तया दुःखपदं कुतः स्यात् ॥

१

જેઓ યોગપ્રવાસના ઉત્સાહી હોય તેમણે આત્મ-સ્વરૂપનું પરિજ્ઞાન પ્રથમ મેળવવું જોઈએ. કેમકે આત્મા પોતેજ યોગભૂમિ છે આત્મસ્વરૂપના અવબોધ વગર યોગપ્રવૃત્તિ કરવી એ આકાશમાં ચિત્ર ખીંચવા બરાબર છે.

२

આત્મરૂપ ક્ષેત્રને યોગવડે મહાન્ પ્રયત્નોથી બરાબર ખેડવામાં આવે તો તેમાં જ્ઞાન, વીર્ય અને આનન્દસ્વરૂપ અનન્ત–શાશ્વતી સમ્પત્તિ નિષ્પન્ન થાય છે.

३

આ તમામ વિશ્વ કેવલ બે પદાર્થોમાં જ અન્તર્ગત છે. એ બેથી કોઇ ચીજ અલગ નથી. એ બે પદાર્થો જડ અને ચેતન. આપણું ચૈતન્ય જડથી આવૃત છે.

४

એ પ્રસિદ્ધ છે કે જડના યોગે આત્મા હમેશાં નાનાવિધ વિચિત્ર ક્લેશો ભોગવી રહ્યો છે. એને જો અખિલ ભૂતરાશિથી ભિન્નરૂપે પોતાનું સ્વરૂપજ્ઞાન પ્રાપ્ત થાય તો પછી દુઃખ કેમ રહે ?

५

अवेक्षमाणा अपि जन्म–मृत्यु-
जराऽऽमयोपद्रवदुःखपूर्णम् ।
संसारमल्पेतरमोहदोषात्
समुद्विजन्ते न ततोऽङ्गभाजः ॥

६

सर्वस्य दुःखस्य निदानमात्माऽ-
ज्ञानं बुधा एकमुदाहरन्ति ।
तत् तद्भव तच्छिदयाद् व्यपैयात्
तपोभिरुग्रैरपि नान्यथा तु ॥

७

संसार आत्मैव जितः कषाये–
न्द्रियैः स एवापरथा च मोक्षः ।
क्रोधादयस्तत्र कषायसंज्ञा–
श्चत्वार उक्ता भववृक्षमेघाः ॥

८

गो वैरहेतु. परितापकारणं
गमार्गला दुर्गतिवर्त्तनी पुनः ।
उत्पद्यमान. प्रथमं स्वमाश्रयं
दहेद् दहेद यन्हिरिवापरं न वा ॥

५

સંસાર જન્મ, જરા, મૃત્યુ, રોગ અને ઉપદ્રવાદિ દુઃખોથી પૂર્ણ છે. પ્રાણી આ વસ્તુ નિહાળે છે, અનુભવે છે. છતાં મહામોહને લીધે તેને સંસાર પરથી ઉદ્વેગ આવતો નથી.

૬

તમામ દુઃખનું નિદાન એક માત્ર આત્મવિષયક અજ્ઞાન છે એમ તત્ત્વવેત્તાઓનું કહેવું છે. એ અજ્ઞાન-માંથી ઉદ્ભવતું દુઃખ એ અજ્ઞાનના નાશથી જ મિટાવી શકાય. એ વગર તો ઉગ્ર તપશ્ચર્યાથી પણ એનો નાશ ન થાય.

૭

કષાયો ને ઇન્દ્રિયોથી જીતાયલો આત્મા એ પોતેજ સંસાર છે અને એ જ એ બધાનો વિજેતા બનતાં મોક્ષ છે. અર્થાત્ સંસાર ને મોક્ષ આત્માની એક પ્રકારની સ્થિતિનાં જ નામ છે. ક્રોધ, માન, માયા, લોભ એ ચાર ‘ કષાય ’ કહેવાય છે. ભવ–વૃક્ષની પુષ્ટિમાં તેઓ મેઘ-સમાન છે.

૮

ક્રોધ વૈર–વિરોધનું કારણ છે, સન્તાપને ઉત્પન્ન કરનાર છે, શાન્તિને રોકવામાં અર્ગલા (ભુંગળ) સમાન છે અને દુર્ગતિનો માર્ગ છે; તેમજ જ્યાં તે ઉત્પન્ન થાય છે તે સ્થાનને, પોતાના આશ્રયને અગ્નિની જેમ તે પ્રથમ બાળે છે, જ્યારે બીજાને બાળવામાં ચોક્કસ નથી.

९

क्रोधस्य तस्य प्रशमे क्षमा क्षमा
क्षमाऽऽत्मसाम्राज्यसमुत्कचेतसाम् ।
या संयमारामविशालसारणिः
क्लिष्टाघभूमीधरभेदनाशनिः ॥
( युग्मम् )

१०

क्रोधः कषायो मृदु-मध्य-तीव्राऽऽ-
दिभिः प्रकारैर्बहुभिः प्रसिद्धः ।
यादृक्स्वरूपः स उदेति तादृग्–
रसानुविद्धं वितनोति कर्म ॥

११

योगस्य पन्थाः परमस्तितिक्षा
तनो महत्यात्मबलस्य पुष्टिः ।
यस्तामृतेऽभीप्सति योगलक्ष्मीं
हलाहलाद् वाञ्छति जीवितं सः ॥

१२

अकारणं वाऽल्पककारणं वा
यदा तदा क्रुध्यति निर्बलात्मा ।
एवं च दोषाक्रमणास्पदीमन्
स्वजीवनं दुःखिनमातनोति ॥

९

એ ક્રોધને શાન્ત કરવામા ક્ષમા સમર્થ છે. જેઓના અન્ત કરણ આત્મસામ્રાજ્યની પ્રાપ્તિ માટે ઉત્સુક છે તેમને એ આશીર્વાદરૂપ છે. એ સયમરૂપ બગીચામા પાણીની વિશાળ નીક છે અને ક્લિષ્ટ કર્મરૂપ પર્વતોને ભેદવામા વજ્રકલ્પ સાધન છે.

૧૦

ક્રોધ મૃદુ, મ'ય, તીવ્ર આદિ અનેક પ્રકારોથી જાણીતો છે. જેવા પ્રકારનો તે ઉદયમા આવે છે તેવા પ્રકારના રસવાળુ' કર્મ સર્જે છે

૧૧

ક્ષમા એ યોગનો અસાધારણ માર્ગ છે એનાથી આત્મબલ બહુ પુષ્ટ થાય છે એ વગર જે યોગ-લક્ષ્મી મેળવવા ચાહે છે તે વિષથી જીવિત ઇચ્છે છે

૧૨

નિર્બળ માણસ વગર કારણે યા નજીવા કારણે જ્યારે-ત્યારે ક્રોધને વશીભૂત થાય છે આમ દોષનો શિકાર બનતા તે પોતાનુ જીવન દુખી બનાવે છે

१३

मनः शरीरं रुधिरं च यस्य
　　यथा यथा निर्बलतां व्रजन्ति ।
क्रुद्धस्वभावेऽधिकतां दधाने
　　तथा तथा शोच्यदशां स एति ॥

१४

निशम्य दुर्भाषितमन्यदीय-
　　मुत्तेजितत्वं नहि यान्ति सुज्ञाः ।
सम्पादनीयः सहनस्वभावः
　　शाठ्यं शठाग्रे न हि कर्तुमर्हम् ॥

१५

धीमान् कथं क्रोधमुपाश्रयेत
　　नोदेति रोगः परदुर्वचोभिः ।
न वा यशःश्रीर्लभते विलोपं
　　द्रव्यस्य हानेरपि नास्ति वार्ता ॥

१६

शमस्वभावस्य समाश्रयेण
　　क्रुद्धः स्वयं लज्जितताम्रुपैति ।
जायेत तच्चेतसि चानुतापः
　　शमो हि कोपज्वलनेऽम्बुवर्षः ॥

૧૩

જેમ જેમ માણુસનું શરીર, મન અને લોહી નિર્બળ પડતાં જાય છે, તેમ તેમ તેની ક્રોધ-પ્રકૃતિ વધતાં તેની જીવનદશા શોચનીય બનતી જાય છે.

૧૪

બીજાનાં દુર્વચનો સાંભળી સુજ્ઞો ઉત્તેજિત થતા નથી. સહનશીલતા ઉપયોગી છે. શઠની આગળ શઠ થવું એ સાધુતા નથી.

૧૫

બીજાનાં દુર્વચનોથી શું કંઇ રોગ ઉત્પન્ન થાય છે યા ઇજ્જત-આબરૂને ધક્કો લાગે છે કિંવા આર્થિક સ્થિતિને હાનિ પહોંચે છે? નહિ. તેવું તો કંઇ છે નહિ. પછી ક્રોધનો આશ્રય લેવાનું કંઇ કારણ?

૧૬

શમસ્વભાવનો આશ્રય લેવાય તો તેની સામે ક્રોધ કરનાર માણુસ સ્વયં લજ્જિત થશે અને પાછળથી તેને પશ્ચાત્તાપ થશે. શમ ખરેખર ક્રોધની આગ પર જલવર્ષા છે.

१७

क्रोधेन वैर लभतेऽवकाश
वैरेण दुर्ध्यानपरम्परा च ।
एव स्खलेत् सञ्चरमाण आत्मो-
न्नते पथा रोपसमाश्रयेण ॥

१८

रुष्यज्जनं प्रेरयतेऽस्मदीयं
प्राचीनकर्माथ विचारणीयम् ।
पराश्रये रुष्यति वा प्रकोप
प्रयोजके कर्मणि वा विधेय ? ॥

१९

कृतापराधे यदि नाम कोपो
न कर्म किं तर्हि कृतापराधम् ? ।
स्फुटोऽयमर्थश्च विचार्यमाण
सर्वापराधी खलु कर्मयोग ॥

२०

त्रैलोक्यचूडामणयोऽप्यदर्शन्
वितेनुप स्वोपरि ताडनादि ।
क्षमादृशा ते परमर्षिपादा
क्षमा तदेव न हि कि क्षमा न ? ॥

૧૭

ક્રોધમાંથી વૈર ઉભું થાય છે અને વૈરના યોગે દુર્ધ્યાનની પરમ્પરા ચાલે છે. આમ, ક્રોધનો આશ્રય લેતાં આત્મોન્નતિનો પથિક સાધન–માર્ગથી સ્ખલિત થાય છે.

૧૮

આપણા પર રોષ કરતા મનુષ્યને પ્રેરનાર આપણું કર્મ છે. તો પછી વિચાર કરવાની બાબત છે કે આપણા કર્મથી પ્રેરિત થઇ આપણા તરફ રોષ કરનાર માણસ પર આપણે કુપિત થવું વ્યાજબી છે, કે તે રોષ કરતા માણસને પ્રેરનાર આપણા કર્મ પર રોષ કરવો વ્યાજબી છે ?

૧૯

જો અપરાધી પર કોપ કરતા હો તો કર્મ શું અપરાધી નથી ? આપણો અપરાધ કરનાર માણસ આપણાં કર્મોની પ્રેરણાથી જ આપણો અપરાધ કરે છે. એ માટે આપણાં કર્મ જ અપરાધી છે. ખરો અપરાધી કોણ એ તપાસતાં સમજી શકાશે કે તમામ અપરાધ એક માત્ર કર્મના છે. અને કર્મને ઉત્પન્ન કરનાર આત્મા પોતે હોવાથી ખરો અપરાધી સ્વયં પોતે આત્માજ છે.

૨૦

ત્રિલોકીના શિરોમણિભૂત પરમઋષિ દેવાધિદેવો પણ પોતાની પર તાડન–તર્જન કરનારને ક્ષમાની દષ્ટિથી જોતા. તો પછી આપણે એ આદર્શનું અનુસરણ કેમ ન કરીએ ?

२१

प्रकम्पमानौष्ठक-रक्तनेत्र
प्रस्वेदसक्लिन्नमुखारविन्द ।
क्रुध्यन् समालोक्य विचारशीलै-
मान्य कृपापात्रतया ज्वरीव ॥

२२

ज्वरातुरे कुर्वति दुर्वचांसि
यथा न कोप क्रियते दयात ।
तथा दयाद्दृष्टित एव दृश्य
क्रोधज्वराद् दुर्वचनानि कुर्वन् ॥

२३

वनस्पतित्वे च पिपीलिकात्वे
समागतोऽनेकश एष आत्मा ।
तदाऽभिमानो गलितोऽस्य कुत्र
न सह्यते सम्प्रति दुर्वचा यत् ? ॥

२४

आक्रोशशान्तिर्मधुरैर्वचोभि-
राक्रोश आक्रोशत एति वृद्धिम् ।
प्रदीपनस्य प्रशमाय वारि
क्षेप्यं न तूत्तेजकमिन्धनादि ॥

२१

માણુસ જ્યારે ક્રોધથી ઘેરાય છે ત્યારે તેના હોઠ કાંપવા લાગે છે, તેની આંખો લાલ બની જાય છે અને તેના મુખકમલ પર પસીનો આવે છે. જ્વરાક્રાન્તની પણ લગભગ આવી સ્થિતિ હોય છે. માટે કોઈને આપણા પર ક્રોધ કરતો જોઈએ ત્યારે તેને જ્વરાક્રાન્તની જેમ દયાપાત્ર સમજવો.

૨૨

જ્વરાતુર માણુસ યદ્વા તદ્વા પ્રલાપ કરતો હોય, છતાં તેના પર આપણે ક્રોધ નથી કરતા. બલ્કે તેના પર આપણને દયા આવે છે. તેમ જે માણુસ ક્રોધરૂપ જ્વરથી જેમ તેમ લવારો કરતો હોય તેને પણ દયાદષ્ટિથી નિહાળવો જોઈએ.

૨૩

અત્યારે આ જીવને કોઈનું કડવું વેણ સહન થતું નથી. પણ વનસ્પતિકાયમાં અને કીડી-મંકોડીની ગતિમાં એ આવેલો ત્યારે એનો મદ કયાં ગયો હતો ?

૨૪

મીઠાં વચનોથી સામાનો આક્રોશ શાન્ત થાય. પણ આક્રોશની સામે આક્રોશ કરવાથી તો તે વધે. બળતી આગને શમાવવા સારુ પાણી નંખાય. પણ લાકડાં-છાણાં આદિ ઉત્તેજક પદાર્થો નાંખવાથી તો તે ઉલટી વધે.

२५

दूरीकृता: सम्पद उज्झिता स्त्री
नीतः समग्रः स्वजनोऽप्युपेक्षाम् ।
अथ प्रकोपाचरणं किमर्थं
तथापि तच्चेद्धतभागतेयम् ॥

२६

जगत्त्रितय्यामपि कोऽस्मदीयो
यत्राधिकारश्चरितुं कुधं न: ? ।
सर्वेऽस्मदीया यदि क: प्रकोपो
न कर्मन्लक्षाविह तत्क्षमत्वम् ॥

२७

ख्यातव्यमत्रास्ति कियद्दिन यत्
कोपाग्निना प्रज्वलनं क्षमं स्यात् ? ।
यद्यैहिकार्थं क्षम एव कोप
पारत्रिकार्थे प्रशमो न तर्हि ? ॥

२८

यमान् कुरुध्व नियमान् कुरुध्व
क्रियां कुरुध्व च तपः कुरुध्वम् ।
न किन्तु यद्यस्ति शमावगाह
सर्वेऽपि ते निष्फलतां व्रजेयुः ॥

૨૫

સ્રી છોડી, ધન છોડયું અને કુટુંબપરિવારનો પણ ત્યાગ કર્યો. પછી ક્રોધને રાખવાનો હોય ? સર્વત્યાગ કર્યા છતાં પણ જો ક્રોધ ન છૂટે તો એના જેવી બીજી કમનસીબી કઇ !

૨૬

અખિલ જગતમાં કોણ અમારો છે કે જેના પર ક્રોધ કરવાનો અમારો અધિકાર હોઇ શકે ? અને બધા જો અમારા છે, તો બધા સાથે પ્રેમ અને સદ્ભાવથી વર્તવાનું હોય. વળી, વિચારવાની વાત છે કે, આ તમામ સંસર્ગ કર્મયોગથી યોજાયો છે. આ જો સમજાય તો ક્રોધાચરણમાં કેટલી ભૂલ થાય છે તે પણ સમજાય.

૨૭

વિચારો કે અહીં કેટલું રહેવું છે. પછી ક્રોધાગ્નિમાં બળવું શા માટે ? આ જિન્દગીના અર્થની સિદ્ધિ માટે જો ક્રોધાચરણ ઠીક ગણાતું હોય તો પારલૌકિક લાભ માટે શમભાવ શું ઠીક ન ગણાય !

૨૮

યમ કરો, નિયમ કરો, ક્રિયા કરો અને તપ કરો; પણ જો શમભાવમાં અવગાહન ન હોય તો તે સઘળું એળે જાય.

२९

मनोवचःकर्मसु निर्मलेषु
क्षमोर्मयो यस्य सदा वहन्ति ।
धन्यः कृतार्थः स कृती महात्मा
कलावपि प्रेक्ष्यमुखारविन्दः ॥

३०

क्रोधान्धलीभूय यदेव कार्यं
करोति सद्यो विपरीतरूपम् ।
तदेव कोपोपशमे ऽपायै
दुःखाय च स्याद् धिगहो ! अविद्या ! ॥

३१

आक्रोशने वा सति ताडने वा
योगप्रवाहे स्थितवानृषिस्तु ।
ध्यायेन्न मे किञ्चन नाशमेति
सच्चित्स्वरूपं मम निश्चलं यत् ॥

३२

यथार्थरूपः प्रकटो यदा स्याद्
देहात्मनोर्भिन्नतया प्रकाशः ।
छिन्ने च भिन्ने च तदा शरीरे
नात्मा भवेत् स्वात्मरतो विकारी ॥

२९

જેના નિર્મળ મન–વચન–કાયમાં ક્ષમાની ઊર્મિઓ નિરન્તર વહ્યા કરે છે તે ધન્ય, કૃતાર્થ છે. તે જ્ઞાની મહાત્મા છે. અને કલિકાલમાં પણ તેનું પવિત્ર વદનારવિન્દ દર્શનીય છે.

૩૦

ક્રોધાન્ધ અવસ્થામાં માણસ ઉતાવળથી એકદમ ઉલટું પલટું કામ કરી નાંખે છે. અને પછી જ્યારે તેનો ક્રોધ ઠંડો પડે છે ત્યારે તેને પોતાની એ વિપરીત ચેષ્ટા માટે શરમ અને દુઃખ થાય છે. અહો ! ધિક્ અવિદ્યા !

૩૧

યોગપ્રવાહમાં નિમગ્ન મહાત્મા પર આક્રોશ કે તાડન થાય ત્યારે તે એ જ વિચારે કે મારૂં કંઇ નષ્ટ થતું નથી. મારૂં જે સચ્ચિત્સ્વરૂપ એ તો નિશ્ચલ છે.

૩૨

શરીર અને તદન્તર્ગત આત્મા એ બન્નેની જુદાઇનું સાચું જ્ઞાન જ્યારે બરાબર પ્રકટ થાય છે ત્યારે સ્વરૂપરત આત્માની એ ઉન્નત અવસ્થા હોય છે કે તેના શરીરનું છેદન–ભેદન કરવામાં આવે તો યે તે વિકૃતિને પ્રાપ્ત થતો નથી.

३३

क्रिया सुसाधा च तपः सुसाधं
ज्ञानं सुसाधं नियमाः सुसाधाः ।
दुःसाध एकः स च कोपरोधः
स साधितः साधितमप्यशेषम् ॥

३४

ज्ञेयं गृहस्थैरपि यत्र तत्र
क्रुद्धस्वभावाचरणं न युक्तम् ।
सर्वत्र सर्वेष्वपि घोषयामो
हिताय तत्संयमनप्रवृत्तिः ॥

३५

अनेकशास्त्राणि विलोकितानि
रहस्यमध्यात्मगिरां च लब्धम् ।
तथापि लब्धा यदि नो तितिक्षा
ज्ञेयस्तदाऽसौ हृदयेन मूर्खः ॥

३६

यावन्न मानादिकदूषणानां
प्रचार आयाति निरुद्धभावम् ।
क्रोधो भवेत् तावदशक्यरोधो
मानादिदोषा अपि तेन हेयाः ॥

૩૩

ક્રિયા સુસાધ્ય છે, તપ સુસાધ્ય છે, જ્ઞાન સુસાધ્ય છે અને નિયમો સુસાધ્ય છે; પણ એક વસ્તુ દુઃસાધ્ય છે. અને તે ક્રોધનો નિરોધ. એ કામ સધાયું કે બધું સધાયું.

૩૪

ગૃહસ્થોએ પણ ધ્યાનમાં લેવું જોઇએ કે જ્યાં ત્યાં ક્રુદ્ધ સ્વભાવનું આચરણ યુક્ત નથી. સંયમનો આદર્શ તેઓ ન ભૂલે. સર્વત્ર અને સર્વને માટે અમે ઉચ્ચારીએ છીએ કે ક્રોધનું નિયમન હિતાવહ છે.

૩૫

અનેક શાસ્ત્રો જોયાં અને અધ્યાત્મ-વાઙ્મયનાં રહસ્ય ઉકેલ્યાં. છતાં જો તિતિક્ષા ગુણ ન સાંપડયો તો એ માણસ હૃદયથી મૂર્ખ રહ્યો.

૩૬

જ્યાં સુધી માન, માયા વગેરે દોષોનો પ્રચાર બંધ થાય નહિ ત્યાં સુધી ક્રોધનો નિરોધ થવો શક્ય નથી. એટલા માટે માન વગેરે દોષો પણ દૂર કરવા જોઇએ.

३७

विवेकनेत्रं हरताऽस्मदीयं
मानेन तीव्रो विहितोऽपराधः ।
न त्यज्यते तच्छ्रयणं तथापि
कीदृश्यहो ! मूढधियः प्रवृत्तिः ! ॥

३८

विवेक—दुग्धं यदि रक्षणीयं
तद् दर्प—सर्पेण न संगतं स्यात् ।
विद्यासुधादीधितिशीतभासो
मानाभ्रविध्वंसनतः स्फुरन्ति ॥

३९

विचार्यमाणं प्रतिभाति सम्यक्
स्थानं न मानाचरणस्य किञ्चित् ।
प्रत्यक्षमालोक्यत एव विश्वे
कश्चिद् दधानोऽधिकतां कुतश्चित् ॥

४०

अनन्यसाधारणबुद्धिमत्त्व—
मनन्यसाधारणशक्तिमत्त्वम् ।
अनन्यसाधारणवैभवत्वं
काऽस्मासु कुर्याम यतोऽभिमानम् ! ॥

૩૭

અમારા વિવેકરૂપ નેત્રને હરણ કરતા માને અમારો જબરો અપરાધ કર્યો છે. છતાં તેનો પલ્લો નથી મૂકાતો! કેવી મૂઢ દશા !

૩૮

વિવેકરૂપ દૂધનું જો સંરક્ષણ કરવું હોય તો દર્પ ( મદ ) રૂપ સર્પ સાથે તેનો સંગ ન થવા દેવો જોઇએ. માનનાં વાદળો જ્યારે વિખરાય છે ત્યારે વિદ્યારૂપ સુધાકરની શુભ્ર જ્યોત્સ્ના પ્રકાશમાન થાય છે.

૩૯

વિચાર કરતાં સાફ સમજી શકાય તેમ છે કે માન કરવા જેવી કોઇ ચીજ નથી. જગતમાં એક એકથી ચઢીયાતા પ્રત્યક્ષ જોવાય છે.

૪૦

અનન્યસાધારણ બુદ્ધિ, અનન્યસાધારણ શક્તિ અને અનન્યસાધારણ વૈભવ અમારામાં કયાં કે જેના પર અમે અભિમાન કરી શકીએ ?

४१

न श्री प्रसन्ना प्रविकासिदृग्भ्या
न भारती दक्षवती वर च ।
महत्त्वपूर्णं च कृतं न किञ्चित्
तथाप्यहो ! दर्पसमुद्धतत्वम् ! ॥

४२

न धीरिमा वा न गभीरिमा वा
न सासहित्व न परोपकार ।
गुणे कलाया न समुन्नतत्व
तथापि गर्वं किमत प्रहास्यम् ! ॥

४३

रूपेण शक्रप्रतिमोऽपि मर्त्यं
कालान्तरे ग्लानिमुपैति रोगै ।
राज्ञोऽपि रङ्कीभवन स्फुट च
कस्तर्हि मानाचरणे मतोऽर्थः ! ॥

४४

मामान्यवर्गे' खलु लक्षनाथ–
मसौ न कोटीशमसौ न भूपम् ।
असौ च सम्राजमसौ च देव–
मसौ च देवेन्द्रमसौ मुनीन्द्रम् ॥

४१

નથી લક્ષ્મી પ્રફુલ્લ નેત્રોથી પ્રસન્ન થઇ, કે નથી સરસ્વતીએ કંઇ વરદાન આપ્યું. તેમજ મહત્ત્વપૂર્ણ કંઇ કામ બજાવ્યું નથી. છતાં મહોન્માદ !

૪૨

નથી ધૈર્ય, નથી ગાંભીર્ય, નથી સહિષ્ણુતા અને નથી પરોપકારી જીવન. કોઇ ગુણ કે કલામાં નથી ઉત્કૃષ્ટ સ્થાન. છતાં ગર્વ ! કેવી હસવા જેવી સ્થિતિ !

૪૩

રૂપે ઇન્દ્ર જેવો મનુષ્ય પણ કાલાન્તરે રોગોથી જર્જરિત બને છે. અને રાજા રંક બને છે. પછી ગર્વ કરવામાં શું અર્થ રહ્યો છે ?

૪૪

સામાન્ય વર્ગના માણસો લક્ષાધિપતિ તરફ, લક્ષાધિપતિ કોટીશ્વર તરફ, કોટીશ્વર રાજા તરફ, રાજા ચક્રવર્ત્તી તરફ, ચક્રવર્ત્તી દેવ તરફ, દેવ ઇન્દ્ર તરફ, ઇન્દ્ર યોગીન્દ્ર તરફ,

૪૫

યોગીન્દ્ર સર્વજ્ઞ (સર્વજ્ઞાનરાશિસમ્પન્ન) તરફ અને સર્વજ્ઞ જગદીશ્વર તરફ દૃષ્ટિપાત કરે તો મદને અવકાશ મળે? નહિજ.

૪૬

જેનાં ચરણકમલોમાં સર્વ સુરેન્દ્રો ભ્રમરાયમાણ રહે છે તે પરમેષ્ઠી જગન્નાથ પરમાત્માઓ પણ અહંકારવશ થતા નથી, તો પછી આપણને મદ કરવો છાજે?

૪૭

જ્યારે શાન્ત ભાવે પોતાની વર્તણુકના વિચાર ઉપર આવીએ છીએ ત્યારે આપણી અભિમાનચેષ્ટાઓ આપણને શરમ ઉપજાવે છે. આ બાબતમાં દરેકને પોતાનો અનુભવ પ્રમાણ છે.

૪૮

અભિમાન દોષ મહાવ્રતરૂપ કમલ માટે રાત્રિના સમય સમાન અને તપરૂપ ચન્દ્ર માટે રાહુ સમાન છે. અભિમાનનો રસ્તો જેણે મૂકી દીધો છે તે ધન્ય છે અને તેના યશોવાદનાં ગીત સુરલોક સુધી ગવાય છે,

४५

असौ च सर्वज्ञतया विभान्त-
मसौ च विश्वत्रितयेशितारम् ।
सम्यक्प्रकारेण विलोकयेच्चेत्
कुतस्तदा तस्य मदावकाशः ! ॥
( युग्मम् )

४६

यत्पादपद्मे मधुपन्ति सर्वे
सुरेश्वरास्ते परमेष्ठिनोऽपि ।
नाहङ्कृतेर्हुङ्कृतिमाविशन्ति
किं नः क्षमस्तत्र्यभिमानभावः ! ॥

४७

सम्यक् प्रकारेण विचिन्तनायां
शान्तप्रकृत्या निजवर्त्तनस्य ।
स्वयं त्रपाया अभिमानचेष्टा
संजायतेऽत्रानुभवः प्रमाणम् ॥

४८

महाव्रताम्भोरुहरात्रिणा च
तपःसुधादीधितिराहुणा च ।
न यो जनः सम्बरतेऽभिमाना-
ध्वना स धन्यः सुरगेयकीर्त्तिः ॥

४५

યોગીન્દ્ર સર્વજ્ઞ ( સર્વજ્ઞાનરાશિસમ્પન્ન ) તરફ અને સર્વજ્ઞ જગદીશ્વર તરફ દૃષ્ટિપાત કરે તો મદને અવકાશ મળે ? નહિજ.

૪૬

જેનાં ચરણકમલોમાં સર્વ સુરેન્દ્રો ભ્રમરાયમાણ રહે છે તે પરમેષ્ઠી જગન્નાથ પરમાત્માઓ પણ અહંકારવશ થતા નથી, તો પછી આપણને મદ કરવો છાજે ?

૪૭

જ્યારે શાન્ત ભાવે પોતાની વર્તણુકના વિચાર ઉપર આવીએ છીએ ત્યારે આપણી અભિમાનચેષ્ટાઓ આપણને શરમ ઉપજાવે છે. આ બાબતમાં દરેકને પોતાનો અનુભવ પ્રમાણ છે.

૪૮

અભિમાન દોષ મહાવ્રતરૂપ કમલ માટે રાત્રિના સમય સમાન અને તપરૂપ ચન્દ્ર માટે રાહુ સમાન છે. અભિમાનનો રસ્તો જેણે મૂકી દીધો છે તે ધન્ય છે અને તેના યશોવાદનાં ગીત સુરલોક સુધી ગવાય છે,

८९

भवस्वरूपं परिचिन्त्य सम्यक्
निवार्यतां मानभुजङ्गमोऽयम् ।
नैवामृतं तत्सहचारितायां
भवेत् परं मोहहलाहलार्त्तिः ॥

९०

माया मता योगलताहुताशो
ज्ञानार्गला दुर्भगतानिदानम् ।
आत्मार्थिना सद्व्यवहारलक्ष्मी-
स्पृहावता वा परिहीयतां सा ॥

९१

पदे पदे दम्भमुपासते ये
किमीक्षितास्ते सुखिता धनेन ? ।
न न्यायतः किं व्यवहारवृत्ति-
र्यत् स्वाय दम्भाचरणं क्षमं स्यात् ? ॥

९२

न्यायप्रतिष्ठो यदि मानवः स्याद्
व्यापारतोऽसौ निगमात् सुखी स्यात् ।
न्यायस्य मार्गेण वरं बुभुक्षा
नान्यायमार्गेण परं प्रभुत्वम् ॥

૪૯

ભવસ્થિતિનો બરાબર વિચાર કરી માનરૂપ ભુજંગમ (સર્પ)ને દૂર ફેંકવો જોઇએ. એની સંગતમાં 'અમૃત'ની પ્રાપ્તિ નથી જ. ત્યાં કેવળ મોહરૂપ હલાહલની વ્યથા જ છે.

૫૦

માયા યોગલતાને બાળવામાં આગ છે, જ્ઞાનને રોકનારી અર્ગલા છે અને દુર્ભાગ્યની સડક છે. જે આત્માર્થી હોય કે વ્યાવહારિક જીવનમાં વિકાસ મેળવવાનો અર્થી હોય તેણે માયાને દેશવટો દેવો જોઇએ.

૫૧

ડગલે ને પગલે જેઓ દંભ સેવે છે તેઓ ધનલાભથી સુખી થયેલા જોયા વારૂ ? શું ન્યાયથી વ્યવહારવૃત્તિ નથી બની શકતી કે ચંચળ ધન માટે દંભજાળ ફેલાવાય છે ?

૫૨

માણસ જો પોતાની ન્યાયનિષ્ઠાને વળગી રહે તો વેપાર ધંધાથી આખર જરૂર સુખી થાય. પણ આદર્શ તો એ હોવો જોઇએ કે, ન્યાયના રસ્તે ચાલતાં ભૂખ્યા રહેવું પડે તો બહેતર છે, પણ અન્યાયના રસ્તે મોટી સાહ્યબી મળતી હોય તો પણ ન જોઇએ.

९३

ये कौशलं बिभ्रति सत्त्वयुक्ता
न्यायप्रतिष्ठा विकसद्विवेकाः ।
पापास्पदं ते प्रविदन्ति मायां
विनैव तां स्वार्थमुपार्जयन्ति ॥

९४

अनेकशः पश्यति सर्व एव
कृतेऽपि दम्भाचरणे प्रभूते ।
अर्थो न सिद्धिं लभते तदेव-
मर्थस्य सिद्धौ स कुतो निमित्तम् ? ॥

९५

विलोक्य दम्भाचरणेन लाभं
लुब्धा नरास्तत्करणे त्वरन्ते ।
परन्तु तैः सुष्ठु विचारणीयं
दम्भोद्भव जीवनदुर्गतत्त्वम् ॥

९६

माया-धनं तिष्ठति नो चिरेण
माया-धनं स्यान्न सुखेन भोग्यम् ।
माया-धनं स्यात् स्वजनोपघाति
माया-धनाद् दुःखपरम्परा च ॥

૫૩

જેઓ કાર્યકુશલતા અને સાત્ત્વિક મનોબળ ધરાવે છે તેમજ ન્યાયનિષ્ઠ અને વિવેકવિભૂષિત વિચારશીલ છે તેઓ તો માયાને પાપસ્થાન સમજે છે. અને તે રાક્ષસીનો આશ્રય લીધા વગરજ સ્વાર્થ સાધન કરે છે.

૫૪

અનેક વાર જોવામાં આવે છે કે બહુ બહુ દંભાચરણ કરવા છતાં અભીષ્ટસિદ્ધિ થતી નથી. તો પછી અર્થ-સિદ્ધિમાં માયાનો આશ્રય કારણભૂત કેમ ગણાય, અને શા માટે લેવાવો જોઇએ ?

૫૫

માયાથી લાભ મળતો માની લુબ્ધ માણસો માયા-જાળ રચવા ઉતાવળા થાય છે. પણ તેમણે સારી પેઠે સમજી રાખવું જોઇએ કે એનું પરિણામ જીવનની દુર્ગતિમાં આવે છે. કદાચ વિચિત્ર (કલુષિત) "પુણ્ય"–યોગે "જાળ"માં ફાવટ આવી જાય, પણ જીવનની દુર્ગતિ ચોખ્ખી ! સુખ, શાન્તિ અને સુગતિ પર મીંડું !

૫૬

માયા–ધન લાંબું ટકતું નથી. માયા–ધન સુખે ભોગવી શકાતું નથી. માયા–ધન સ્વજનોપઘાતક નિવડે છે. માયા–ધન દુઃખપરમ્પરાને સર્જનાર છે.

૫૭

માયા એની માતા છે કે જે સર્વ દોષોમાં અગ્રેસર છે. તેનું નામ છે મૃષાવાદ. સજ્જન શા સારુ માયા સેવે ?

૫૮

માયા અવિશ્વાસની પ્રસવભૂમિ છે. એની જાળમાં ખેદ ને સન્તાપ ભર્યાં છે. એ ચિત્તગત જબરૂ શલ્ય છે. એ દુર્ગતિના માર્ગે ન જઇએ.

૫૯

જેઓ અનેક રીતે ઠગી બીજાનાં મનને દુઃખી કરે છે તેઓ હિંસારૂપ વિષલતાને પુષ્ટ કરે છે. એવા માણસો દયાના બગીચાથી ( દયા ને શમથી ) દૂર હોય.

૬૦

જેઓ કીડી જેવા ન્હાના જીવોની રક્ષા કરે છે, પણ બીજી તરફ માણસોને ઠગી આફતમાં નાંખે છે, ગરીબોની આંતરડી કકળાવે છે, તેમનાં લોહી ચૂસે છે, આવા જે માણસો છે તેમને ધર્મનો વિચાર નથી. તેઓ વાસ્તવમાં નિર્દય છે.

५७

इयं च माया जननी तदीया
य सर्वदोषेषु पुरस्सरोऽस्ति ।
आख्या मृषावाद इतीदमीया
न सज्जन सेवति तेन मायाम् ॥

५८

अप्रत्ययाना प्रसवस्य भूमी-
मपारसन्तापसमर्पकं च ।
शल्यं महच्चेतसि नाश्रयेत
मायापथं दुर्गतिमावहन्तम् ॥

५९

कुर्वन्ति ये दु खि मन परस्य
प्रतारणातो बहुभि प्रकारै ।
पुष्णन्ति हिंसाविषवल्लरी ते
दूरं दयारामत ईदृश स्यु ॥

६०

पिपीलिकादीन् लघुदेहभाजो
रक्षन्ति यत्नैर्मनुजान् पुनर्ये ।
प्रपातयन्त्यापदि वञ्चयित्वा
ते निर्दया धर्मविचारहीना ॥

૫૭

માયા એની માતા છે કે જે સર્વ દોષોમાં અગ્રેસર છે. તેનું નામ છે મૃષાવાદ. સજ્જન શા સારૂ માયા સેવે ?

૫૮

માયા અવિશ્વાસની પ્રસવભૂમિ છે. એની જાળમાં ખેદ ને સન્તાપ બધો છે. એ ચિત્તગત જબરૂ શલ્ય છે. એ દુર્ગતિના માર્ગે ન જાએ.

૫૯

જેઓ અનેક રીતે ઠગી બીજાનાં મનને દુઃખી કરે છે તેઓ હિંસારૂપ વિષલતાને પુષ્ટ કરે છે. એવા માણસો દયાના બગીચાથી ( દયા ને શમથી ) દૂર હોય.

૬૦

જેઓ ઠગી જેવા ન્હાના જીવોની રક્ષા કરે છે, પણ બીજી તરફ મનુષ્યોને ઠગી આફતમાં નાંખે છે, મહિલાઓની અંતરથી કદરાયે છે, તેમનાં હૃદય ખૂબે છે. આવા જે મનુષ્ય છે તેમને ધર્મનો વિચાર નથી. તેઓ આત્મમાં નિર્દય છે.

६१

अस्त्येकतो वञ्चनतत्परत्वं
देवस्तुतौ गर्जनमन्यतश्च ।
एवंविधा नो किमपि त्रपन्ते
कृतेन भाले तिलकेन धूर्त्ताः ॥

६२

प्रवञ्चकत्वात्मकसन्निपातेऽ
नुष्ठान-दुग्धं विकृतिं प्रयाति ।
उत्खन्य मायां विशदीकृतायां
मनोभुवां बीजकमङ्कुराय ॥

६३

संसारसिन्धोः परिलङ्घनार्थ–
मध्यात्मपोते बहुभागलभ्ये ।
चेच्छिद्रलेशोऽपि हि दम्भरूपो
न तर्हि तत्पारगतिस्ततः स्यात् ॥

६४

वने हुताशः कलहः सुहृत्त्वे
रोगः शरीरे कमले हिमं च ।
यथा तथा दम्भ उपप्लवोऽस्ति
धर्माश्रमे धामनि विश्रमस्य ॥

६१

એક બાજુ ઠગાઈનો વ્યવસાય અને બીજી બાજુ ભગવાનની આગળ લાંબા લાંબા સાદે સ્તવનપાઠ. આવા ધુતારાઓ પોતાના કપાળ પર ' તિલક ' કરતાં શરમાતા નથી !

૬૨

જ્યાં ઠગાઈરૂપ ' સન્નિપાત ' વર્ત્તમાન હોય ત્યાં અનુષ્ઠાન ( ક્રિયાકાંડ ) રૂપ દૂધ વિકારરૂપ બની જાય છે. માયાને ઉખેડી મનોભૂમિને સાફ કરાય તો જ તેમાં વાવેલું બીજ અંકુરોન્મુખ થઈ શકે.

૬૩

ભવસાગરને ઓળંગવા સારુ અધ્યાત્મરૂપ નાવ બહુ ભાગ્યથી પ્રાપ્ત થાય છે. પરન્તુ તેમાં જો દંભરૂપ ન્હાનું પણ છિદ્ર હશે તો તેનાથી તે સાગરનો પાર નહિ પમાય.

૬૪

વનમાં આગ, મિત્રતામાં કલહ, શરીરમાં રોગ અને કમલ માટે હિમ જેમ ઉપદ્રવ છે, તેમ દંભ ધર્મરૂપ વિશ્રામધામ આશ્રમને ઉપદ્રવ સમાન છે.

६५

प्रयोजन किं नु मुनिव्रताना
क्रियेत दम्भाचरणं यतस्तै ? ।
दम्भावकाशो नहि सत्प्रवृत्ता-
वन्यत्र पापस्य च पोषणाय ॥

६६

एकान्ततो नानुमतिर्जिनस्य
न वा निषेध खलु धर्मशास्त्रे ।
न जातु दम्भाश्रयण क्षम तद्,
निर्मायमार्ये पथि यान्ति सन्त ॥

६७

अहो ! समालम्ब्य बकप्रवृत्ति
प्रवञ्चकैर्वञ्च्यत एष लोक ।
परन्तु सम्मोहतमोऽन्धभूता
आतन्वते वञ्चनमात्मनस्ते ॥

६८

नि शल्यभावव्रतपालनाय
श्रीधर्मशास्त्राणि समादिशन्ति ।
एव इह योगैकपदीप्रवेश
एव हि मोक्षार्थगतेर्विकास ॥

६५

મુનિવ્રત જેમણે અખત્યાર કર્યું છે તેમને શું પ્રયોજન હોય કે તેઓ માયા–પ્રપંચ ખેલે ! સત્પ્રવૃત્તિમાં તો દંભને અવકાશજ નથી; ત્યારે દૂષિત પ્રવૃત્તિમાં દંભનો લેવાતો આશ્રય પાપને ઔર વધારે પોષે છે.

૬૬

અર્હન્ દેવના ધર્મશાસ્ત્રમાં કોઇ બાબતની સર્વથા અનુમતિ કે નિષેધ નથી. અતએવ કયારે પણ માયાચરણ યોગ્ય ન ગણાય. સન્તો આર્ય પથ પર નિર્દંભપણે વિચરે છે.

૬૭

ઠગારાઓ "બગલાભગત" બની આ જગતને ધુતી રહ્યા છે ! પરન્તુ મોહાન્ધકારમાં અન્ધ બનેલા તેઓ ખરી રીતે તો પોતાના આત્માનેજ ઠગે છે.

૬૮

ધર્મશાસ્ત્રો નિઃશલ્યપણે વ્રતપાલન કરવાનું ફરમાવે છે. એ જ રીતે યોગના માર્ગમાં પ્રવેશ થઇ શકે. એજ રીતે મોક્ષહેતુ ગતિનો વિકાસ થઇ શકે.

६९

लुण्टाक एकः खलु मोक्षमार्गे
सम्प्रस्थितानां सुमहाशयानाम् ।
स लोभनाम्ना जगति प्रसिद्धो
मोहस्य राज्ञः प्रथमः प्रधानः ॥

७०

भवस्य मूलं किल लोभ एको
मोक्षस्य मूलं तदभाव एकः ।
एतद्धि संसारविमुक्तिमार्ग-
दिग्दर्शनं योगबुधा अकार्षुः ॥

७१

सुदुर्जयानां प्रथमोऽस्ति लोभ-
स्तस्मिन् जिते किं न जितं त्रिलोके ! ।
लोभस्य घाते हत एव मोहः
क्रोधादिनाशेऽप्यवशिष्यतेऽसौ ॥

७२

लोभोऽस्ति चिन्तालतिकासु कन्दो
रक्षो गुणानां कवलीकृतौ च ।
महांश्च विघ्नः पुरुषार्थसिद्धौ
जयत्यमुं सत्त्वसमुद्रचेताः ॥

૬૯

મોક્ષના પ્રવાસે નિકળેલાઓને લુંટનાર જે એક લુટારો જાણીતો છે તે જગદ્વિખ્યાત લોભ છે. તે મોહ રાજાનો મુખ્ય પ્રધાન છે.

૭૦

સંસારનું મૂળ એક લોભ અને મોક્ષનું મૂળ ફક્ત તેનો અભાવ. આ પ્રમાણે યોગવિશારદો સંસાર અને મુક્તિના માર્ગનું દિગ્દર્શન કરાવે છે.

૭૧

જેમનો જય મેળવવો બહુ મુશ્કેલ છે તેઓમાં લોભનો નમ્બર સહુથી પહેલો છે. તે જીતાતાં અખિલ જગતમાં બધુંય જીતાઇ જાય છે. લોભ હણાતાં મોહ હણાઇ જ જાય છે, જ્યારે ક્રોધાદિનો નાશ થતાં પણ મોહ અવશેષ રહે છે.

૭૨

ચિન્તારૂપ લતાઓનો કન્દ લોભ છે. ગુણોને કોળીયા કરી જનાર રાક્ષસ લોભ છે. પુરુષાર્થસિદ્ધિમાં મહાન્ વિઘ્નભૂત લોભ છે. એને કોણ જીતે? જેનું સત્ત્વ દરિયા જેવડું હોય તે, જેનું ચિત્ત સત્ત્વનો સમુદ્ર હોય તે.

७३

चेत् सात्त्विकस्ते पुरुषाभिमानो
यद्यस्ति लोकाग्रपदोपलिप्सा ।
स्फारं परिस्फारय तर्हि लोभ-
वप्रं प्रभङ्क्तुं पुरुषार्थमुच्चैः ॥

७४

ये स्वेच्छया पूरयितुं क्षमन्ते
न शाकतोऽपि स्वककुक्षिरन्ध्रम् ।
आन्दोलितान्तःकरणा विचित्राऽऽ-
कांक्षासमीरेण भवन्ति तेऽपि ॥

७५

लोभार्दितः किं सहते न कष्टं
लोभाऽऽहतः किं न करोति कर्म ? ।
करोत्यनर्थं पितृ-बान्धवाना-
मप्याशु लोभच्छुरिकाहताक्षः ॥

७६

संक्लेश्य ये निष्करुणं प्रजाः स्वं
ततो गृहीत्वा पुपुषुः स्वकोषम् ।
भयङ्करं भूमि विधाय युद्ध-
मदीदृशन् ये प्रलयावभासम् ॥

૭૩

જો તારો પુરુષાભિમાન સાત્ત્વિક હોય અને જો તારી, લોકના અગ્રણી પદ પર પહોંચવાની ઉત્કંઠા હોય તો લોભરૂપ કિલ્લાને ભાંગવા તારો ભારેમાં ભારે પુરુષાર્થ ફોરવ.

૭૪

જેઓ સ્વેચ્છાએ શાકમાત્રથી પણ પોતાનું કુક્ષિરન્ધ્ર પુરવા સમર્થ નથી તેવાઓનાં પણ અન્તઃકરણો લોભના ચકડોળે ચઢી કંઇ કંઇ આકાંક્ષાઓની હવામાં ઉડતાં હોય છે !

૭૫

લોભાર્ત્ત શું કષ્ટ સહન નથી કરતો ! લોભગ્રસ્ત શું કર્મ નથી આચરતો ! લોભરૂપ છરીથી જેની આંખ કપાઇ ગઇ છે એવો માણુસ પોતાના બાપ અને બાન્ધવોને પણ અનર્થના ખાડામાં ઉતારે છે, તેમને મારી પણ નાંખે છે.

૭૬

જેઓએ પ્રજાને નિર્દય રીતે રીબાવીને તેની પાસેથી ધન કઢાવી પોતાના ખજાના ભરેલા અને મહાભયંકર યુદ્ધો કરી જેમણે પ્રલય કાળના જેવો દેખાવ બતાવેલો,

७७

लोभार्दितास्ते मरणस्य काले
किञ्चित् किमादातुमलम्बभूवुः ? ।
एकाकिनो रङ्कमुखास्तु याता–
स्तस्मात् त्यजेल्लोभवशम्वदत्वम् ॥
( युग्मम् )

७८

केनापि सार्धं न गता धरेयं
लोभेन ताम्यन्ति वृथैव लोकाः ।
विवेकमाधाय विचार्यते चेत्
सन्तोष एव प्रतिभाति सौख्यम् ॥

७९

कृते प्रयासे प्रचुरेऽपि नेष्ट
संसिद्धिमाप्नोति यदा तदानीम् ।
सङ्क्लिश्यते किन्तु विचारणीयं
यदस्मदीयं न हि तत् परेषाम् ॥

८०

बहुप्रयत्नैरपि नार्थसिद्धिः
कस्याप्ययत्नादपि कार्यसिद्धिः ।
एतन्महत् कर्मबलं विचार्याऽ–
निष्टप्रसङ्गे नहि खेदवान् स्यात् ॥

७७

તેવા લોભાન્ધ ભૂપાલો (!) શું મરણ વખતે કંઇ પણ સાથે લઇ જવા સમર્થ થયા? આખરે બીચારા ગરીબડા મોઢે એકલા સિધાવ્યા! પછી શા માટે લોભવશ થવું.

૭૮

કોઇની સાથે આ પૃથ્વી ગઇ નથી. લોકો ફોકટ લોભથી પીડાય છે. વિવેકપુરસ્સર વિચાર કરાય તો સન્તોષમાં જ સાચું સુખ જોઇ શકાય.

૭૯

બહુ પ્રયાસ કરવા છતાં જ્યારે અભીષ્ટની સિદ્ધિ થતી નથી ત્યારે માણસ દુઃખી થાય છે. પણ વિચારવું જોઇએ કે 'જે અમારૂં છે તે પરનું નથી' અથવા 'જે અમારૂં નથી તે પરનું છે.'

૮૦

બહુ બહુ પ્રયત્નો કરવા છતાં કોઇને અર્થસિદ્ધિ થતી નથી, જ્યારે બીજાને અનાયાસ કાર્યસિદ્ધિ થઈ જાય છે. આ ઉપરથી ફલિત થતું કર્મબળનું મહત્ત્વ જો ધ્યાન પર લેવાય તો માણસ અનિષ્ટના પ્રસંગે દુઃખી ન થાય.

८१

न कर्तुमुद्योगमियं न वार्त्ता
परन्तु लोभोत्थविकल्पधूमैः ।
श्यामं स्वमन्तःकरणं वृथैव
कार्यं गृहस्थैरपि हन्त ! कस्मात् ? ॥

८२

क्रोधस्य रोषस्य शमो विधाता
मानाय शक्नोति पुनर्मृदुत्वम् ।
मायां प्रहन्तुं प्रभुताऽऽर्जवस्य
लोभस्य शत्रुः परितोष एकः ॥

८३

क्रोधादिकाऽऽविर्भवनप्रसङ्गान्
प्रागेव दूरेण विचार्य कुर्यात् ।
कषाय आयातवति प्रसङ्गा-
दुक्तानुपायांस्त्वरया भजेत ॥

८४

सज्जन्येत यथा यथाऽचलतया क्रोधादिभिर्दूषणैः
सञ्चेष्टेत तथा तथा परिहरन् सुज्ञः प्रमादोदयम् ।
यः क्रोधादिविकारकारण उपप्राप्ते च नाक्षिप्यते
तस्य स्वात्मबलस्य योगशिखरं प्राप्तुं विलम्बः कुतः ॥

८१

ઉદ્યોગ ન કરવાની આ વાત નથી, નિરુદ્યમી રહેવાનું આ પ્રતિપાદન નથી. પણ તાત્પર્ય એ છે કે ગૃહસ્થોએ પણ લોભથી ઉઠતા વિકલ્પરૂપ ધુમાડાથી પોતાના ચિત્તને શા માટે વ્યર્થ કલુષિત રાખવું જોઇએ.

૮૨

ક્રોધનો રોધ શમથી થાય. માનને હંફાવનાર મૃદુત્વ ગુણ છે. માયાનું હનન ઋજુતા કરશે. અને લોભનો કટ્ટો દુશ્મન સન્તોષ છે.

૮૩

ક્રોધાદિ દોષો પ્રગટવાના સંયોગો પહેલેથી જ વિચારી લઇ દૂર રાખવા; અગર પોતે તેવા સંયોગોથી દૂર રહેવું. પ્રસંગવશાત્ એ દોષોનો ઉદય થાય ત્યારે તેને કાબુમાં લેવા ઉક્ત ઉપાયો લેવા.

૮૪

જેમ જેમ ક્રોધાદિ દોષો નબળા પડે તે તે રીતે સુજ્ઞે પ્રમાદને દૂર કરી પોતાની પ્રવૃત્તિ રાખવી જોઇએ. જે, ક્રોધાદિ વિકારનાં કારણ ઉપસ્થિત થતાં પણ તેના વશમાં આવતો નથી તે આત્મબલસમ્પન્ન મહાનુભાવને યોગના શિખરે પહોંચતાં કેટલો વિલંબ !

१

आत्मस्वरूपं खलु मोक्षतत्त्वं
तदात्मशुद्धेर्न भवत्यभावे ।
कषायराहित्यमियं च तस्मात्
तत्रैव मुक्तिः परिवेदितव्या ॥

२

कषायरोधाय जितेन्द्रियत्वं
जितेन्द्रियत्वाय मनोविशुद्धिः ।
मनोविशुद्ध्यै समता पुनः साऽ
ममत्वतस्तत् खलु भावनाभिः ॥

३

भीमाद् भवाम्भोनिधितो भयं चेत्
तदेन्द्रियाणां विजये यतेत ।
सरित्सहस्रापरिपूर्यसिन्धु-
मध्योपमानं वहतामतृप्तौ ॥

४

देहान्तदुःखं गजमीनभृङ्ग-
पतङ्गसारङ्गकुलं प्रयाति ।
समार एकैकहृषीकदोषात्
का नहि सर्वाक्षरतस्य वार्त्ता ! ॥

१

મોક્ષ એ આત્માનું સ્વરૂપ હોઇ આત્મશુદ્ધિ વગર ન હોઇ શકે એ સ્પષ્ટ છે. હવે આત્મશુદ્ધિ શું છે ? એ કષાયરહિત સ્થિતિનું જ નામ છે. એટલે વાસ્તવમાં કષાયમુકિતમાં જ મુક્તિ છે.

૨

કષાયરોધ માટે ઇન્દ્રિયજય, ઇન્દ્રિયજય સારૂ મનઃશુદ્ધિ અને મનઃશુદ્ધિ અર્થે સમતા. સમતાનો પ્રાદુર્ભાવ નિર્મમત્વથી અને નિર્મમત્વ સધાય ભાવનાઓથી.

૩

ભવાંભોધિ ભયંકર છે. તેની ભયંકરતા અનુભવાતી હોય અને તેનાથી મુકિત મેળવવાની કામના હોય તો તેને માટે સારામાં સારો રસ્તો ઇન્દ્રિયજય છે. ઇન્દ્રિયો ક્યારેય તૃપ્ત થતી નથી. અતએવ તેની સરખામણી હજારો નદીયોથી નહિ પૂરાતા એવા સમુદ્રના મધ્ય ભાગ સાથે કરવામાં આવે છે.

૪

હાથી, માંછલું, ભમરો, પતંગીયું અને હરિણ એક એક ઇન્દ્રિયના દોષથી દેહાન્ત દુઃખને પ્રાપ્ત થાય છે, તો જે તમામ ઇન્દ્રિયોનો દાસ છે તેની શી વાત કરવી !

५

अतुच्छमूर्च्छार्पणशक्तिभाजां
यदीन्द्रियाणां विजयो न जात. ।
भूमण्डलान्दोलनशक्तिभाजोऽ-
प्योजस्विनः किं नु बलस्य मूल्यम् ? ॥

६

अन्तर्बलोद्भावनहेतुरेकः
स इन्द्रियाणां विनियन्त्रितत्वम् ।
एतत्कृतेऽन्तःकरणस्य शोध
आवश्यके यत्नपरायणः स्यात् ॥

७

भ्राम्यन् मनोरक्ष इह स्वतन्त्रं
दुःखावटे प्रक्षिपति त्रिलोकम् ।
अराजको नि.शरणो जनोऽयं
त्राता ततः कोऽत्र गवेषणीयः ? ॥

८

गृहं परित्यज्य महानुभावान्
मुक्तिश्रिया आचरतस्तपस्याम् ।
वात्येव चेतश्चपलस्वभाव–
मन्यत्र कुत्रापि परिक्षिपेद् द्राक् ॥

૫

ઇન્દ્રિયો પ્રાણીને મહાભયંકર મૂર્છામાં પટકે છે. તેનું જો સંયમન ન થઇ શકયું તો પછી મનુષ્ય જીવનની વિશેષતા શી ! કલ્પના કરો કે એક યોદ્ધો આખા દેશમાં અને આખી પૃથ્વી પર આન્દોલન જગાડવાની શક્તિ ધરાવે છે, પણ જો તે પોતાની ઇન્દ્રિયો પર કાબૂ રાખી શકતો ન હોય તો તેના બળનું શું મૂલ્ય ? તે સાચા વીર તરીકે નહિ ઉલ્લેખાય.

૬

આન્તર શક્તિ પ્રગટાવવાનો એક જ માર્ગ છે, અને તે પોતાની ઇન્દ્રિયોના વિજેતા બનવું તે. એને સારુ મનઃશુદ્ધિ પરમ આવશ્યક છે. એટલે ઇન્દ્રિયજયના ઉમેદવારે મનઃશુદ્ધિના સાધનમાં સતત યત્નશીલ રહેવું જોઇએ.

૭

મનરૂપ રાક્ષસ સ્વતન્ત્રપણે સદા સર્વત્ર ભટકતો રહે છે અને આખા જગતને દુઃખના ખાડામાં નાંખે છે. જગતની અરાજક, અશરણ જેવી સ્થિતિ થઈ પડી છે. એ રાક્ષસથી રક્ષણ આપનાર કોને શોધવો !

૮

જેઓ ઘર છોડી સંન્યાસ લઇ મુક્તિ સારૂ તપ તપી રહ્યા છે તે મહાનુભાવોને પણ ચપળ ચિત્ત એકદમ વાયુની માફક ઉડાવી કયાંય ફેંકે છે.

९

मनोविशोधेन विनैव योग-
धराधरारोहणमीहते य ।
प्रहस्यते पङ्गुरिव क्रमाभ्या
देशाटनं कर्तुमना. स मूढ ॥

१०

रुद्धानि कर्माणि मनोनिरोधे
मन प्रचारे पसरन्ति तानि ।
असंयम सयम एव तस्य
भवस्य मोक्षस्य समस्ति मूलम् ॥

११

जगत्त्रयीविभ्रमणप्रवीणो
मन प्लवङ्गो विनियन्त्रणीय ।
केनापि यत्नेन विचारवद्भि-
रभीप्सितं शान्ति-सुखं पर चेत् ॥

१२

सर्वागमाना परमार्थभूत-
मेकं तदन्त करणस्य शुद्धि ।
कर्मक्षयप्रत्यलमेकमुक्तं
ध्यानं तदन्त परिशुद्धिमूलम् ॥

૯

જે મનઃશુદ્ધિ વગર યોગ-પર્વત પર આરોહણ કરવાની ઇચ્છા રાખે છે, તે મૂઢ માણસ પગથી દેશાટન કરવા ઇચ્છતા પાંગળા માણસની જેમ ઉપહસનીય સ્થિતિમાં મૂકાય છે.

૧૦

મનના નિરોધમાં કર્મનો નિરોધ છે અને મનના પ્રચારમાં કર્મનો પ્રચાર છે. મનનો અસંયમ ભવનું મૂળ અને તેનો સંયમ મોક્ષનું મૂળ.

૧૧

અખિલ જગત્માં ભ્રમણશીલ મનરૂપ વાનર કોઇ પણ યત્નથી વશમાં કરવો જોઇએ-જો ખરૂં સુખ અને શાન્તિ મેળવવી હોય.

૧૨

સર્વ આગમોનું પરમાર્થ રહસ્ય એક માત્ર અન્તઃકરણની શુદ્ધિ છે. કર્મક્ષયનું સાધન શાસ્ત્રકારો એક માત્ર ધ્યાન બતાવે છે. અને તેનું મૂળ અન્તઃકરણની શુદ્ધિમાં છે.

१३

प्रदीपिका योगपथप्रकाशे
योगाङ्कुरप्रोद्भवकाश्यपी च ।
मनोविशुद्धि प्रथमं विधेया
प्रयासवैयर्थ्यममूं विना तु ॥

१४

चित्तस्य शुद्धिः खलु धर्मतत्त्व
तदर्थमेवाऽस्ति च कर्मकाण्डम् ।
यावन्मन शुध्यति तावदर्शे
क्रियाविधि· सार्थकतां दधाति ॥

१५

नानाप्रकारा अपि कर्मयोगा–
श्चित्तस्य शुद्धि यदि साधयन्ति ।
सर्वेऽपि बोध्या उपयोगिनस्ते
तद्भेदमात्रात् कलहो न युक्त ॥

१६

नानाविध कर्मविधि प्रणीत–
श्चित्तस्य शोधाय स वेदितव्य ।
एकस्य साध्यस्य हि साधनानि
बहूनि, कस्तत्र सता विवाद· ! ॥

૧૩

ચિત્તશુદ્ધિ એ યોગમાર્ગ પર પ્રકાશ નાંખનારી 'દીવાદાંડી' છે. યોગના અંકુરાઓને ઉત્પન્ન કરનારી એ સર્વોત્તમ ભૂમિ છે. એની પ્રથમ જરૂર છે. એ વગર સઘળો પ્રયાસ વ્યર્થ છે.

૧૪

ચિત્તની શુદ્ધિ એ જ ધર્મનું તત્ત્વ છે. સર્વ ક્રિયાકાંડ તેને જ માટે છે. ક્રિયાથી જેટલે અંશે મન શુદ્ધ થાય તેટલે અંશે તે (ક્રિયા) સફળ ગણાય. ક્રિયાની સફલતાનું માપ મનઃશુદ્ધિની પ્રમાણુ પર અંકાય છે.

૧૫

ક્રિયાવિધિ નાનાવિધ છે. અને તે જો ચિત્તશુદ્ધિનું કામ બજાવતી હોય તો તે સઘળી ઉપયોગી ગણાય. ક્રિયાકાંડના ભેદમાત્રથી ( ક્રિયાભેદો પર ) તકરાર કરવાની ન હોય.

૧૬

ક્રિયામાર્ગ અનેકવિધ છે. પણ તે સર્વ ચિત્તશુદ્ધિના ઉદ્દેશ માટે યોજાયેલ છે. એક સાધ્યનાં અનેક સાધનો નથી હોતાં શું ? પછી તેમાં ( ક્રિયાભેદો માટે ) વિવાદ શો ?

१७

मनोविशुद्ध्यै समता श्रयेत  
निमज्जनात् साम्यसरोवरे यत् ।  
रागादिकम्लानिपरिक्षयः स्याद्  
अमन्द आनन्द उपेयते च ॥

१८

संयम्य चेतः समता क्षणं चेद्  
निषेव्यते तर्हि तदुत्थमन्तः ।  
अलौकिकं शं प्रसरीसरीति  
किं वर्ण्यते तर्हि सदा समस्य ! ॥

१९

साम्याञ्जनं पूरितमस्ति यस्याऽ-  
न्तर्लोचने मोहतमःप्रणाशात् ।  
स्वस्मिन् स्वरूपं परमेश्वरस्य  
पश्यत्यसौ निष्ठितसाध्यबिन्दुः ॥

२०

दूरे दिवं शर्म शिवं दवीयः  
सुखं मनःसन्निहितं समत्वात् ।  
शक्यं समास्वादयितुं मनोज्ञ-  
मिहैव मोक्षः समतारतस्य ॥

૧૭

મનઃશુદ્ધિ માટે સમતાનો આશ્રય જોઇએ. સમતાના સરોવરમાં નિમજ્જન કરવાથી રાગાદિ મેલ ધોવાઇ જાય છે અને અમન્દ આનન્દ પ્રગટ થાય છે.

૧૮

મનઃસંયમસાધિત સમતાના ક્ષણિક અનુભવે પણ જ્યારે અન્તઃકરણમાં અલૌકિક આનન્દ ફેલાય છે, તો પછી જે આત્મા સમતામાં સદા નિરત છે તેનું શું પૂછવું.

૧૯

જેની અન્તર્દષ્ટિમાં સામ્યરૂપ અંજન પૂરાયું છે તે મોહરૂપ તિમિરના નાશથી કૃતાર્થ થયેલો પોતાની અન્દર પરમાત્માનું સ્વરૂપ નિહાળે છે.

૨૦

સ્વર્ગ દૂર અને મોક્ષ તો એથીયે દૂર; પણ સમતાના આશ્રય પર પોતાના મનોમન્દિરમાં જ અપૂર્વ સ્વસંવેદ્ય સુખ અનુભવી શકાય છે. સમતારતને અહીં જ મોક્ષ છે.

२१

सुधाघनो वर्षति साम्यरूपो
मनोभुवा यस्य महाशयस्य ।
संसारदावानलदाहतापोऽ--
नुभूतिमास्कन्दति किं तदीयाम् ! ॥

२२

आत्मानमात्मा परतो विभिन्नं
यदाऽऽत्मना साम्यनुबोभवीति ।
प्रकाशते तस्य तदा समत्व
मशक्यलाभं विबुधेश्वराणाम् ॥

२३

अधिष्ठिते मोहमृगेश्वरेण
भयङ्करे दोषवने महत्या ।
ममत्वरूपज्वलनार्चिषा ये
दाहं ददुस्ते परिनिष्ठितार्था ॥

२४

निसर्गवैरा अपि देहभाजो
यद्दर्शनाच्छान्तिमवाप्नुवन्ति ।
अन्यत्र साम्यान्न तदस्ति किञ्चित्
तदेव देवस्य परा विभूति ॥

૨૧

જે મહાશયની મનોભુમિ પર સામ્યરૂપ સુધામેઘ વરસે છે તેને ભવાનલની તાપ-વેદના શું સ્પર્શી શકે.

૨૨

જ્યારે આત્મા પોતે પોતાદ્વારા પોતાનો તમામ પર ભાવથી ભિન્ન રૂપે અનુભવ કરે છે ત્યારે તેને સામ્ય ગુણનો સાચો પ્રકાશ પ્રગટે છે, કે જે મ્હોટા મ્હોટા શાસ્ત્રદર્શી પંડિતો કે દેવેન્દ્રોને પણ પ્રાપ્ત થવો અશકય છે.

૨૩

મોહરૂપ મૃગાધિરાજથી અધિષ્ઠિત ભયંકર દોષ વનમા જેઓએ સામ્યરૂપ અગ્નિની જ્વાળા પ્રગટાવી છે—સમભાવની આગ લગાડી છે તેઓ કૃતાર્થ થયા છે.

૨૪

નિસર્ગવૈરી, જન્મસિદ્ધ વૈરી પ્રાણીઓ પણ જેના દર્શનથી પોતાના વૈર ભૂલી જઇ પરસ્પર શાન્તિ ધારણ કરે છે તે શું છે ? તે સમવૃત્તિનો જ ચમત્કાર છે એજ પરમાત્મજીવનની ઉચીમા ઉચી વિભૂતિ છે.

२५

अनित्यभावादिकभावना स्मृता
महर्षिभिर्द्वादश तासु सन्ततम् ।
विभाव्यमानासु ममत्वलक्षणा-
न्धकारनाशे समताप्रभा स्फुरेत् ॥

२६

सुखं न नित्यं करणं न नित्यं
भोगा न नित्या विषया न नित्याः ।
विनश्वरोऽयं सकलः प्रपञ्चो
न किञ्चिदास्थास्पदमत्र नाम ॥

२७

महीपतिश्चक्रधरः सुरेश्वरो
योगीश्वरो वा भुवनत्रयेश्वरः ।
सर्वेऽपि मृत्योरुपयान्ति गोचरं
शरीरभाजो भववास ईदृशः ॥

२८

दुःखानि दुष्कर्मविपाककाले
ढौकन्त उग्राणि शरीरभाजः ।
अमुं ततस्त्रातुमलं न कश्चिद्,
मार्गोपदेशाच्छरणं च सन्नः ॥

*

૨૫

મહર્ષિઓએ 'અનિત્યભાવના' વગેરે બાર ભાવનાઓ ઉપદેશી છે. તે ભાવનાઓ સતત ચિન્તન કરવા લાયક છે. એથી મમત્વરૂપ અન્ધકાર દૂર થાય અને સમભાવની રોશની પ્રગટે.

૨૬

સુખ (વૈષયિક) નિત્ય નથી, ઇન્દ્રિયો નિત્ય નથી, ભોગો નિત્ય નથી, વિષયો નિત્ય નથી. અર્થાત્ આ સકલ પ્રપંચ વિનશ્વર છે. આસ્થા રાખવા લાયક કંઈ નથી.

૨૭

રાજા, ચક્રવર્તી, સુરેશ્વર, યોગીશ્વર અને જગદીશ્વર બધાઓને મૃત્યુના માર્ગ પર આવવું પડે છે. દેહધારીને મૃત્યુ અવશ્યમ્ભાવી છે. ભવવાસની સ્થિતિ જ એવી છે.

૨૮

પ્રાણીને પોતે ઉપાર્જન કરેલ દુષ્કર્મો જ્યારે ઉદયમાં આવે છે ત્યારે કેવાં કેવાં દુઃખો ખમવાં પડે છે. સંસાર મહાવિષમ છે. કોઈ કોઈને રક્ષણ આપવા સમર્થ નથી. ફક્ત સન્ત જન માર્ગના ઉપદેશક હોવાથી શરણભૂત કહી શકાય.

२९

भवोदधिर्जन्मजरावसान-
पयःप्रपूर्णः स्मरवाडवश्च ।
मोहात्मकावर्त्त-विपत्तिमत्स्यः
कुत. सुख सम्भवतीदृशीह ! ॥

३०

एकाकिनः प्राणभृतो गतागत
कुर्वन्ति संसारवने भयङ्करे ।
विधाय पापानि परार्थमीयिवान्
एकोऽसुमान् भूरि परत्र पीड्यते ॥

३१

विलक्षणः सर्वबहिष्प्रपञ्चतः
सच्चिन्महानन्दमयोऽस्ति चेतनः ।
इद शरीरं स्फुटमन्यदात्मन'
कस्तर्ह्यनन्यो भुवनेऽभ्युपेयते ! ॥

३२

द्वारैः स्रवद्भिर्नवभिः सदैवाऽ-
शुचीन् घृणायाः पदमस्ति कायः ।
कस्तस्य मोहे क्षणभङ्गुरस्य
निमग्न धीमान् स्वहितं निहन्यात् ! ॥

૨૯

ભવરૂપ સમુદ્ર કે જે જન્મ, જરા અને મરણરૂપ પાણીથી પ્રપૂર્ણ છે અને જેમાં કામરૂપ વડવાનલ પ્રજ્વલિત છે, મોહરૂપ વમળ છે અને વિપત્તિરૂપ માંછલાં છે, આવા આ ભવસમુદ્રમાં સુખ ક્યાંથી હોઇ શકે.

૩૦

ભયંકર સંસારવનમાં પ્રાણી એકલો યત્રતત્ર ગમનાગમન કરે છે. મોહવશ પરને સારુ પાપો કરી પરલોક એકલો સિધાવે છે અને ત્યાં બીચારો એકલો જ પોતાનાં કર્મના દુર્વિપાકો ભોગવે છે.

૩૧

આ સચ્ચિદાનન્દરૂપ આત્મા નિખિલ બાહ્ય જગત્થી, અખિલ જડ જગત્થી વિલક્ષણ છે. આ શરીર જ ચોખ્ખી રીતે આત્માથી ભિન્ન છે, ત્યારે પછી બીજી કઈ વસ્તુ આત્માની કહી શકાય ? આત્માથી અભિન્ન માની શકાય ?

૩૨

આ શરીર ક્ષણભંગુર છે અને એમાં નવ દ્વારોથી અશુચિ વહી રહી છે. આમ આ શરીરની સ્થિતિ ઘૃણાસ્પદ છે. પછી એના મોહમાં પડી કોણ ડહ્યો મનુષ્ય પોતાનું હિતસાધન ચૂકે !

२३

मनोवचोभूवनकर्म योगा
स आस्रवः कर्मनियोजनेन ।
शुभाशुभं कर्म शुभाशुभाद्धि
योगान्निबध्नन्ति शरीरभाज ॥

२४

यथाऽम्बु गृह्णाति हि यानपात्रं
छिद्रैस्तथा चेतन एष कर्म ।
योगात्मरन्ध्रैरशुभैः शुभैर्वा
निर्यात्यमुष्मिन् सति नो भवाब्धेः ॥

२५

निरोधनं यत् पुनरास्रवाणां
स संवरो योगिभिरुच्यते स्म ।
विभावनादास्रव-संवरस्य
भवादुदासीनतया मनः स्यात् ॥

२६

स्यात् कर्मणां निर्जरणं च निर्जरा
द्विधा सकामेतरभेदतः पुन ।
पाकः फलानामिव कर्मणामपि
स्वतोऽप्युपायादपि सम्प्रजायते ॥

૩૩

મન, વચન અને કાયના વ્યાપાર તે 'યોગ' કહેવાય છે. અને તે કર્મસંબન્ધ થવાનાં દ્વાર હોઇ ' આસ્રવ ' કહેવાય છે. શુભ યોગથી શુભ કર્મ અને અશુભ યોગથી અશુભ કર્મ બંધાય છે.

૩૪

જેમ, જલમાર્ગે ચાલનારૂં યાનપાત્ર જો છિદ્ર-વાળું હોય તો તે છિદ્રો દ્વારા આવતા પાણીથી ભરાઇ જાય છે, તેમ, યોગરૂપ છિદ્રોવડે આવતાં કર્મોથી આત્મા ભરાઇ જાય છે. જળથી ભરાઇ ગયેલું યાનપાત્ર જેમ પાણીમાં ડૂબી જાય છે, તેમ કર્મોથી ભરાયલો આત્મા સંસારમાં ડૂબી જાય છે. આમ ' આસ્રવ 'ની વિદ્યમાન દશામાં ભવસાગરથી કેમ નિકળી શકાય ?

૩૫

આસ્રવનો નિરોધ તે સંવર. કર્મ બંધાય એવી જે વૃત્તિ કે પ્રવૃત્તિ તે આસ્રવ અને તેના પર કાબૂ તે સંવર. આ ' આસ્રવ ' અને ' સંવર 'ની ભાવના કરવી તે આત્મભાવના છે. એના સતત ચિન્તનથી મોક્ષસાધનનો ઉપાયભૂત ભવવૈરાગ્ય પુષ્ટ થાય છે.

૩૬

કર્મનો ક્ષય તે 'નિર્જરા' કહેવાય છે. તે બે જાતની: સકામ અને અકામ. પ્રયત્નપૂર્વક કર્મઘાતન તે સકામ નિર્જરા, અને સ્વતએવ કર્મનું ખરી પડવું તે અકામ નિર્જરા. ફલપાક પણ સ્વતઃ અને ઉપામસાધિત એમ બન્ને રીતે થાય છે.

३७

लोकोऽस्ति जीवैश्च जडैश्च पूर्णो
यथा तथा तत्परिचिन्तनं यत् ।
सा भावना लोकविचाररूपा
मनोवशीकारफलप्रधाना ॥

३८

जगत् समुद्धर्तुमनल्पदुःख-
पङ्कादहो ! कीदृश एष धर्मः ।
प्रादर्शि लोकोत्तरपूरुषैर्य-
न्निषेवणादात्ममहोदयः स्यात् ! ॥

३९

उक्तः क्षमा मार्दवमार्जवं च
शौचं च सत्यं तपसंयमौ च ।
त्यागस्तथाऽकिञ्चनता तथैव
ब्रह्मेति धर्मो दशधा शुभाय ॥

४०

सद्दिष्टकर्मस्वबलीभवत्सु
जातेऽपि योग्ये नरजन्मलाभे ।
यथार्थकल्याणपथानुकूला
तत्त्वप्रतीतिर्बहुदुर्लभत्वा ॥

૩૭

લોક જીવો અને જડ પદાર્થોથી સર્વત્ર પૂર્ણ છે. તેનું સ્વરૂપ-ચિન્તન કરવું તે લોકભાવના છે. બીજી ભાવનાઓની જેમ આ ભાવનાનું ફળ પણ મનોવશીકાર છે.

૩૮

સંસારના ગંભીર દુઃખમાંથી જગતનો ઉદ્ધાર કરવા સારુ લોકોત્તર મહાત્માઓએ કેવો ધર્મ પ્રકાશ્યો છે કે જેનું આરાધન કરવાથી આત્મા પોતાનું પરમ શ્રેય સાધી શકે છે.

૩૯

ધર્મશાસ્ત્રોમાં ક્ષમા, માર્દવ, આર્જવ, શૌચ, સત્ય, તપ, સંયમ, ત્યાગ, આકિંચન્ય અને બ્રહ્મચર્ય આમ દશ પ્રકારનો ધર્મ ફરમાવ્યો છે, કે જે આત્મકલ્યાણની સિદ્ધિમાં પરમ સાધનભૂત છે.

૪૦

સંક્લિષ્ટ કર્મો જ્યારે નબળાં પડે છે ત્યારે યોગ્ય મનુષ્યજન્મ પ્રાપ્ત થાય છે. પરન્તુ એ મળ્યા પછીએ સાચું કલ્યાણ સધાય એવી તત્ત્વપ્રતીતિ થવી એ વધુ દુર્લભ છે.

४१

एतादृशीभि खलु भावनाभि
सुवासितान्त करणो मुमुक्षु ।
ममत्वलुण्टाकविलुण्ठ्यमाना
साम्यश्रियं रक्षितुमीश्वर स्यात् ॥

४२

ध्यानं समालम्ब्य समत्वमाश्रयेत्
साम्य विना तत्र कृतं विडम्बना ।
ध्यान समायाति यथा यथोन्नतिं
तथा तथाऽऽत्मावरणं विभिद्यते ॥

४३

ध्यानं समत्वेन विना भवेन्न
साम्य विना ध्यानमपि स्फुरेन्न ।
परस्परापेक्षणतो द्वयं तत्
प्रपद्यते स्थैर्यबलप्रकर्षम् ॥

४४

अनिदारणपापभारिणोऽ
प्यमुना ध्वस्तसमस्तकर्मका ।
परमात्मदशा प्रपेदिरे
परमध्यात्ममिदं विदुर्बुधा ॥

૪૧

આ પ્રકારની ભાવનાઓથી જે મુમુક્ષુનું અન્તઃકરણ સુવાસિત થયું છે તે મમત્વરૂપ ડાકુ (લૂટારા)થી લુંટાતી પોતાની સમતારૂપ લક્ષ્મીને રક્ષવા સમર્થ થઇ શકે છે.

૪૨

સમતાના આલમ્બન પર ધ્યાન કરાય છે. સામ્યની સિદ્ધિ વગર ધ્યાનનો માર્ગ વિડમ્બનારૂપ બને છે. જેમ જેમ ધ્યાનનો ઉત્કર્ષ થાય છે તેમ તેમ આત્મા પરનાં આવરણો ભેદાય છે.

૪૩

સમતા વગર ધ્યાન ન થાય અને ધ્યાન વગર સમતાની પુષ્ટિ ન થાય. આમ એ બન્ને એકબીજાના સહકારથી પોતાનું સ્થૈર્ય–બળ વધારી શકે છે.

૪૪

અતિદારુણ પાપરાશિના શિખર પર ચઢેલા પણ ધ્યાનના યોગે પોતાનાં સર્વ કર્મો નષ્ટ કરી શકયા છે અને પરમાત્મદશાને વર્યા છે. નિઃસન્દેહ, ધ્યાન એ અધ્યાત્મની સીમા છે.

१

शुद्धं तपः स्वात्मरतिस्वरूपं
तं ज्ञानयोगं निगदन्ति सन्तः ।
सर्वक्रियासाधनसाध्यभूत-
मनन्तरं कारणमेष मुक्तेः ॥

२

क्रियोच्चकोटीमुपजग्मुषां याऽ
नावश्यकी सा व्यवहारवृत्तौ ।
गुणावहाऽस्तीति परम्परातोऽ-
पवर्गसम्पादकताऽक्षताऽस्याम् ॥

३

अभ्यस्यतोऽपेक्ष्यत एव सम्यक्
क्रियाऽऽत्मशुद्ध्यै अपरिस्खलन्ती ।
योगं समारूढवतः सतस्तु
शमप्रवाहः परमात्मभूमौ ॥

४

मनः स्थिरीभूतमपि प्रयायाद्
रजोबलाच्चञ्चलभावमाशु ।
प्रत्याहृतंऽस्नस्य करोति रोध-
मभ्यासकः स्वात्मनि जागरूकः ॥

૧

આત્મરતિરૂપ શુદ્ધ તપને જ્ઞાનીઓ જ્ઞાનયોગ કહે છે. એ મુક્તિનું અનન્તર કારણ છે અને સર્વ ક્રિયાઓનું કેન્દ્રભૂત સાધ્ય છે.

૨

ઉચ્ચ દશાએ પહોંચેલાઓને ક્રિયાકાંડ અનાવશ્યક છે, જ્યારે વ્યવહારમાર્ગમાં નીચી ભૂમિકાવાળા પ્રાણીઓને માટે તે હિતાવહ, ગુણાવહ છે. એટલા માટે એ પરમ્પરાએ મોક્ષનું સાધન છે.

૩

અભ્યાસીને આત્મશુદ્ધિ માટે શુદ્ધ ક્રિયામાર્ગની અસ્ખલિતપણે જરૂર છે, જ્યારે યોગારૂઢ સન્તની દશા જુદી છે. તેનું અન્તર્મુખ જીવન પ્રશમરતિનિમગ્ન હોય છે.

૪

સ્થિર થયેલું મન વળી પાછું રજોબળે ચંચલ બની જાય છે. પણ જેનું લક્ષ્ય અચૂક છે, સાધ્યબિન્દુ જેની દૃષ્ટિસમીપ છે, આત્મસિદ્ધિ માટે જે સદા જાગરૂક છે તે વીર્યસમ્પન્ન અભ્યાસી ' પ્રત્યાહાર ' વડે પોતાના ચલિત થયેલ મન પર ફરી પોતાનો કબજો લે છે.

५

लोलेषु लोलं मन एकमस्ति
कार्यं परं निग्रहणं च तस्य ।
अपेक्ष्यते तत्र महान् प्रयत्न-
स्तदर्थमभ्यासपरः सदा स्यात् ॥

६

चित्तस्य दोषानपनेतुमेव
धर्मस्य शास्त्राणि नियोजितानि ।
कुर्यादतो हेतुत एव सम्यक्
क्रियाविधिं निर्मलभावनातः ॥

७

सम्यक्तयाऽभ्यस्य च कर्मयोगं
समुज्ज्वलं साम्यमुपाश्रितो यः ।
सदाप्युदासीनतया स्थितस्य
लेपावहं तस्य भवेन्न कर्म ॥

८

नाऽऽप्य प्रियं हृष्यति नोद्विजेच्च
प्राप्याऽप्रियं ब्रह्मनिविष्टदृष्टिः ।
स स्यात् समेक्षी विषमेऽपि जीव-
न्मुक्तं स्थिरं ब्रह्म तमीरयन्ति ॥

૫

ચપળમાં ચપળ એક માત્ર મન છે. તેનો નિગ્રહ કરવો એ જબ્બરમાં જબ્બર કામ છે. જગતભરમાં મ્હોટામાં મ્હોટું કામ એજ છે. એમાં મહાન્ પુરુષાર્થની દરકાર છે. એ માટે સદા અભ્યાસપરાયણ રહેવું જોઇએ.

૬

ચિત્તના દોષો ધોવા માટે જ જગતનાં ધર્મશાસ્ત્રો સરજાયાં છે. અતએવ નિર્મળ વૃત્તિથી યોગ્ય રીતે ક્રિયાભ્યાસ કરવો ઉપયોગી છે.

૭

કર્મયોગનો રૂડી રીતે અભ્યાસ કરી જે ઉજ્જ્વળ સમભાવની દશાએ પહોંચ્યો છે એવા ભવોદાસીનરૂપે સદા સ્થિતિસમ્પન્ન મહાત્માને કાર્ય કરતાં લેપ લાગતો નથી.

૮

જેની દૃષ્ટિ બ્રહ્મનિવિષ્ટ છે એવો સ્થિતપ્રજ્ઞ મન પ્રિય સંયોગે હર્ષિત થતો નથી અને અપ્રિયના યોગે ઉદ્વિગ્ન થતો નથી. તે વિષમમાં પણ સમદ્રષ્ટા છે. તે સ્થિર બ્રહ્મસ્વરૂપ જીવન્મુક્ત છે.

९

नहीन्द्रियार्थेषु यदाऽनुरज्येद्
राग च रोष च परो निहन्तुम् ।
आरूढवान् योगमसौ तदानी
भवेत् स्थिरात्मा शमवाहिचेता ॥

१०

निर्भीतिको निश्चलनासिकाग्र–
दृष्टि प्रसन्नाननपुण्डरीक ।
श्लिष्टोष्ठयुग्मो रदनै रदाश्चाऽ
स्पृशन् सुसंस्थान हतप्रमाद ॥

११

स्पृहाविमुक्तो निजभूघनेऽपि
प्रभूतसंवेगसरोनिमग्न ।
अमानकारुण्यपद भवश्री–
पराङ्मुखो हर्षयितेक्षमाणान ॥

१२

एवविधो निश्चितकर्मयोग
श्रीज्ञानयोगेन समाहितात्मा ।
ध्याने प्रवेशं कुरुते सुघोर
कर्माटवीज्वालनदाववह्नौ ॥

( त्रिभिर्विशेषकम् )

૯

રાગદ્વેષહનનપરાયણ આત્મા જ્યારે ઇન્દ્રિયોના વિષયોમાં અનુરક્ત થતો નથી અને સ્થિર સ્વભાવ પ્રાપ્ત કરી શમભાવના સહજાનન્દમાં મગ્ન બને છે ત્યારે તે યોગ પર આરૂઢ થયો કહેવાય છે.

૧૦

ભયરહિત, નાસિકાના અગ્ર ભાગ પર સ્થિરદૃષ્ટિ, પ્રસન્નમુખ, બન્ને હોઠ ભેગા કરેલ, દાંતથી દાંતનો સ્પર્શ નહિ કરતો, સુષ્ઠુ શરીરસંસ્થાનવાળો, પ્રમાદ વગરનો,

૧૧

પોતાના શરીર પર પણ નિઃસ્પૃહ, પ્રબળ ભાવના-સમ્પન્ન, પ્રચુર વૈરાગ્યનિમગ્ન, કરુણાપૂર્ણ અને ભવ-વિભૂતિથી પરાઙ્મુખ તેમજ જેને જોતાં આનન્દ ઉત્પન્ન થાય–

૧૨

એવો, કર્મયોગ સમાપ્ત કરી જ્ઞાનયોગથી સમાહિત બનેલ આત્મા ઘોર કર્માટવીને બાળવામાં દાવાનલસમાન ધ્યાનમાં પ્રવેશ કરે છે.

१३

नारीपशुक्लीबकुशीलवर्जं
स्थानं विविक्तं किमपि श्रयेत ।
नानामनानामपि यत् स्थिरं च
सुखं च भासेत तदाश्रयेत ॥

१४

ध्यानाय कालोऽपि मतो न कोऽपि
यस्मिन् समाधिः समयः स शस्यः ।
ध्यायेन्निषण्णः शयितः स्थितो वाऽ–
वस्था जिता कापि मतानुकूला ॥

१५

ध्यानस्य सिद्धयै दृढभावनाना–
मावश्यकत्वं विबुधा वदन्ति ।
मैत्रीं प्रमोदं करुणामुपेक्षां
युञ्जीत, तद् ध्यानमुपस्करोति ॥

१६

सर्वेऽपि जीवाः सुखिनो भवन्तु
मा कोऽपि पापाचरणानि कार्षीत् ।
एवं जगज्जन्तुषु चित्तवृत्तिं
कल्याणभावां प्रवदन्ति मैत्रीम् ॥

— —

૧૩

ધ્યાન માટે સ્ત્રી, પશુ, નપુંસક અને કુશીલના સંસર્ગથી રહિત એવું કોઇ પણ એકાન્ત શુદ્ધ સ્થાન ઉપયોગમાં લેવાય છે. આસનો અનેક પ્રકારનાં છે. પણ તેમાં જે પોતાને સ્થિર અને સુખરૂપ લાગે તેનો આશ્રય લેવાય.

૧૪

ધ્યાન માટે કોઇ ખાસ વખત નિયત કરવામાં આવ્યો નથી. જ્યારે ચિત્તની સમાધિ હોય તે વખત ધ્યાન માટે પ્રશસ્ત ગણાય. બેઠો, ઉભો અને સુતો પણ ધ્યાન કરી શકે. જે અવસ્થા સિદ્ધ થયેલી જણાય, જે પોતાને અનુકૂળ પડે, તે અવસ્થા ધ્યાન માટે ઉપયોગી.

૧૫

ધ્યાનની સિદ્ધિ માટે ભાવનાની દૃઢતા પૂર્ણ આવશ્યકતા ધરાવે છે. તે ભાવનાઓ મૈત્રી, પ્રમોદ, કારુણ્ય અને માધ્યસ્થ્ય ભાવના છે. ધ્યાનને સંસ્કારિત બનાવવા માટે, પુનરુજ્જીવિત કરવા માટે આ ભાવનાઓની યોજના અગત્યની છે.

૧૬

બધા પ્રાણીઓ સુખી થાઓ, કોઇ જીવ પાપાચરણ ન કરો એમ જગતના સઘળા જન્તુઓ માટે કલ્યાણભાવના કરવી, મંગલભાવના પોષવી એને 'મૈત્રી' ભાવના કહેવામાં આવે છે.

१७

देदीप्यमाना गुणगौरवेण
महाशया ये सुजना जगत्याम् ।
गुणेषु तेषां बहुमानभावो
यस्तं प्रमोदं परिकीर्तयन्ति ॥

१८

दीनेषु दारिद्र्यपराहतेषु
क्लिष्टेषु भीतेषु च रोगितेषु ।
वृत्तिः प्रतीकारपरायणा या
कारुण्यभावः परिकीर्तितः सः ॥

१९

जगद् विचित्रं भविभिर्विचित्रै-
र्विचित्रकर्मारितवृत्तिभाग्भिः ।
भजन्ति माध्यस्थ्यमवेक्ष्य धीरा
दुर्दृष्टे दुष्टाचरणस्य कोऽर्थः ॥

२०

ध्यानं पुनः स्याद् ध्रुवमामुहूर्ताद्
एकाग्रसम्प्रत्ययलक्षणं तत् ।
आज्ञामपायं च विपाकतत्त्वं
संस्थानमालोचयतीह योगी ॥

१७

જગતભરમાં જે કોઈ મહામના સુજનો ગુણગૌરવથી વિભૂષિત હોય, તેમના ગુણો તરફ બહુમાન રાખવું એ ' પ્રમોદ ' ભાવના છે.

૧૮

દીન, દરિદ્ર, રોગી, ભયભીત અને સન્તાપિત એવા દુઃખી જીવોનાં દુઃખ શમાવવાની વૃત્તિને ' કરુણા ' ભાવના કહે છે.

૧૯

વિચિત્રકર્મપ્રેરિત વિચિત્ર વૃત્તિ-પ્રવૃત્તિવાળા વિચિત્ર જીવોથી જગત્ વિચિત્ર છે. એ જોઈ વિવેકી જન માધ્યસ્થ્ય ધારણ કરે છે. દુષ્ટ સામે દુષ્ટ આચરણ કરવાથી શું અર્થ ?

૨૦

અન્તર્મુહૂર્ત સુધી એકાગ્ર ચિન્તનનો સ્થિર પ્રવાહ તેને ' ધ્યાન ' કહેવામાં આવે છે. એમાં આજ્ઞા, અપાય, વિપાક અને સંસ્થાનનું ચિન્તન નીચે પ્રમાણે બતાવવામાં આવે છે.

२१

आश्रित्य लोकोत्तरपूरुषाणा–
माज्ञामबाधां परिचिन्तनं यत् ।
वस्तुस्वरूपस्य यथार्थरीत्या
ध्यानं तदाज्ञाभिधमामनन्ति ॥

२२

अध्यात्ममार्गाश्रयणं विनाऽय–
मात्मा भवेऽभ्राम्यदनन्तकालम् ।
रागादिदोषैकवशीभवन्तो
निर्यान्ति नापायमहाटवीत ॥

२३

मोहान्धकारावृतमानसेन
मया न किं किं कलुषं व्यधायि ! ।
श्वभ्रेषु तिर्यक्षु नरेषु चोग्र
दुःखं न किं किं प्रतिपद्यते स्म ! ॥

२४

संसारदुःखाम्बुनिधौ गभीरे
कालो गतोऽयं ब्रुडताऽखिलो मे ।
कस्याऽपराधोऽत्र मया विचार्यं
प्रमाद एतस्य कुचेतसो मे ! ॥

२१

લોકોત્તર પુરુષોની અબાધિત આજ્ઞાનો આશ્રય લઇને વસ્તુતત્ત્વનું યથાર્થરૂપે ચિન્તન કરવું તે 'આજ્ઞા' ધ્યાન છે.

૨૨

અધ્યાત્મ માર્ગનો આશ્રય ન લેવાથી આ આત્મા અત્યાર સુધી અનન્તકાળ સંસારમાં રઝળ્યો છે. રાગાદિ દોષોને વશ થયેલા પ્રાણીઓ દુઃખના ગહન જંગલમાંથી નથી નિકળી શકતા.

૨૩

મોહાન્ધકારથી આચ્છાદિત હાલતમાં મેં શાં શાં કાળાં કામ નથી કર્યાં ? અને અતએવ નરક, તિર્યંચ આદિ ગતિઓમાં મેં કેવાં કેવાં દુઃખો ભોગવ્યાં છે !

૨૪

મારો આટલો કાળ સંસારના ગંભીર દુઃખસાગરમા ડૂબી રહેવામાં ગયો છે ! આમાં બીજા કોનો વાંક કાઢવો ? મારી મૂઢ વૃત્તિનું જ આ પરિણામ છે ! અજ્ઞાન અને પ્રમાદે મારી આ સ્થિતિ કરી છે !

२५

प्राप्यापि बोधि मलिनैर्मनोवाग्-
छरीरयोगै कुधिया मयैव ।
प्रज्वालित स्वोपरि धूमकेतु
कोऽत्रापराधी परिभाव्यतेऽन्य ! ॥

२६

स्वाधीनभावेऽपि पथस्य मुक्ते-
र्भ्रान्त्या स्वय पातित एष आत्मा ।
भिक्षा यथाऽटेदुपलब्धराज्यो
मोक्षे स्वतन्त्रेऽपि तथा भ्रमोऽयम् ! ॥

२७

एव हि रागादिकदूषणेभ्यो
जाता अपाया परिचिन्तनीया ।
यस्मिन्नुपाया अपि तत्प्रणाशे
ध्यानं द्वितीय तदपायनाम ॥

२८

उदीरित कर्मफलं विपाक
शुभाशुभत्वेन स च द्विभेद ।
द्रव्यादियोगात् स च चित्ररूपोऽ
नुभूतिमारकन्दति देहभाजाम् ॥

२५

'બોધિ' (સમજણ) પ્રાપ્ત થવા છતા મે મારા મન–વચન–કાયનો એવો દુરુપયોગ કર્યો કે મેં મૂર્ખે હાથે કરી મારા માથા પર ધૂમકેતુની જ્વાળા સળગાવી! આમા બીજા કોનો અપરાધ !

૨૬

મુક્તિનો માર્ગ સ્વાધીન છતાં ભ્રમને વશ થઇ મેં પોતે જ મારા આત્માને અધોગતિમા પટકયો છે ! જેમ રાજ્ય મળવા છતાં કોઇ મૂર્ખ માણસ ભિખ માગવા નિકળે, તેમ મોક્ષ સ્વાધીન છતા, સ્વહસ્તસિદ્ધ છતા હું ભવચક્રમા રઝળ્યો છું.

૨૭

આ પ્રકારે રાગાદિ દોષોથી ઉપજતા કલેશોઅને તેના નાશના ઉપાયો પણ જે ધ્યાનમા ચિંતવાય છે તે 'અપાય' ધ્યાન છે

૨૮

વિપાક એટલે કર્મના ફળનો ઉદય કર્મ શુભ અને અશુભ એમ બે જાતના હોઇ તેના ફળ પણ શુભ અને અશુભ એમ બે જાતના હોય છે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ અને ભવના વિચિત્ર સંયોગો અનુસાર ઉદયમા આવતા કર્મના વિચિત્ર ફળો પ્રાણિ–જગતમા અનુભવાય છે.

२९

द्रव्ये प्रमोदास्पदवस्तुजाते
शुभोऽशुभस्तद्विपरीतयोगे ।
क्षेत्रे निनामेन महालयादौ
शुभ श्मशानप्रभृतौ तदन्य ॥

३०

काले वसन्तप्रभृतावशीता-
नुष्णे शुभोऽन्यत्र विपर्ययश्च ।
मन प्रसादप्रभृतौ च भावे
शुभोऽशुभो रौद्रविकारभावे ॥

३१

सुदेवमर्त्यादिकमद्भवेषु
शुभोऽशुभोऽन्यत्र च नेदितव्य ।
द्रव्यादियोगादिति नित्रस्प
विचिन्तयेत् कर्मफल तृतीये ॥

३२

आत्मप्रतिष्ठं स्थितमस्त्यनन्ता-
नन्तं नभ सर्वत एव तत्र ।
लोकोऽस्ति मध्यस्थित ऊर्ध्व-मध्याऽ
धोभागवो यस्त्रिजगत्स्वरूप ॥

૨૯

સુખકારી ( અનુકૂળ ભોજન, પાન આદિ ) દ્રવ્યોનો સંસર્ગ શુભ કર્મના શુભ વિપાકનું અને પ્રતિકૂલ દ્રવ્યોનો સંસર્ગ અશુભ કર્મના અશુભ વિપાકનું કારણ બને છે. ( આ દ્રવ્યથી શુભાશુભ વિપાક. ) મહેલ, બાગ વગેરે અનુકૂળ સ્થળોની પ્રાપ્તિ શુભ વિપાકનું અને શ્મશાન વગેરે પ્રતિકૂળ સ્થળોની પ્રાપ્તિ અશુભ વિપાકનું કારણ છે. ( આ ક્ષેત્રથી શુભાશુભ વિપાક. )

૩૦

અશીત–અનુષ્ણ વસન્ત અને એવી બીજી અનુકૂળ ઋતુનો પ્રસંગ શુભ વિપાકનું અને પ્રતિકૂળ ઋતુનો પ્રસંગ અશુભ વિપાકનું કારણ બને છે ( આ કાળથી શુભાશુભ વિપાક. ) મનની પ્રસન્નતા આદિ સુભાવોનો ઉદય શુભ વિપાકનું અને રૌદ્રતા આદિ દુર્ભાવોનો ઉદય અશુભ વિપાકનું કારણ બને છે. (આ ભાવથી શુભાશુભ વિપાક.)

૩૧

દેવ, મનુષ્ય આદિ સુખકારક ગતિની પ્રાપ્તિ શુભ વિપાકનું અને તિર્યંચ આદિ દુઃખકારક ગતિની પ્રાપ્તિ અશુભ વિપાકનું કારણ છે. ( આ ભવથી શુભાશુભ વિપાક. ) આ પ્રમાણે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ અને ભવના વિચિત્ર યોગે ઉદિત થતાં કર્મનાં વિચિત્ર ફળો આ ત્રીજા ધ્યાનમાં ચિંતવાય છે.

૩૨

આકાશ સર્વત્ર વ્યાપક છે. તે સ્વપ્રતિષ્ઠિત અને અનન્તાનન્ત છે. તેના મધ્યબિન્દુમાં આ લોક સ્થિત છે. જેમાંનો ઊર્ધ્વ ભાગ ઊર્ધ્વલોક, મધ્યમ ભાગ મધ્યમલોક અને અધોભાગ અધોલોક કહેવાય છે. આમ લોક ત્રણ લોકોમાં વિભક્ત થાય છે.

२९

द्रव्ये प्रमोदास्पदवस्तुजातैः
शुभोऽशुभस्तद्विपरीतयोगे ।
क्षेत्रे निवासेन महालयादौ
शुभ श्मशानप्रभृतौ तदन्य ॥

३०

काले वसन्तप्रभृतावशीता-
नुष्णे शुभोऽन्यत्र विपर्ययश्च ।
मन प्रसादप्रभृतौ च भावे
शुभोऽशुभो रौद्रविकारभावे ॥

३१

सुदेवमर्त्यादिकमद्भवेषु
शुभोऽशुभोऽन्यत्र च वेदितव्य ।
द्रव्यादियोगादिति चित्ररूप
विचिन्तयेत् कर्मफल तृतीये ॥

३२

आत्मप्रतिष्ठं स्थितमस्त्यनन्ता-
नन्तं नभः सर्वत एव तत्र ।
लोकोऽस्ति मध्यस्थित ऊर्ध्व-मध्याऽ
धोभागतो यस्त्रिजगत्स्वरूप ॥

२९

સુખકારી ( અનુકૂળ ભોજન, પાન આદિ ) દ્રવ્યોનો સંસર્ગ શુભ કર્મના શુભ વિપાકનું અને પ્રતિકૂલ દ્રવ્યોનો સંસર્ગ અશુભ કર્મના અશુભ વિપાકનું કારણ બને છે. ( આ દ્રવ્યથી શુભાશુભ વિપાક. ) મહેલ, બાગ વગેરે અનુકૂળ સ્થળોની પ્રાપ્તિ શુભ વિપાકનું અને સ્મશાન વગેરે પ્રતિકૂળ સ્થળોની પ્રાપ્તિ અશુભ વિપાકનું કારણ છે. ( આ ક્ષેત્રથી શુભાશુભ વિપાક. )

૩૦

અશીત-અનુષ્ણ વસન્ત અને એવી બીજી અનુકૂળ ઋતુનો પ્રસંગ શુભ વિપાકનું અને પ્રતિકૂળ ઋતુનો પ્રસંગ અશુભ વિપાકનું કારણ બને છે ( આ કાળથી શુભાશુભ વિપાક. ) મનની પ્રસન્નતા આદિ સુભાવોનો ઉદય શુભ વિપાકનું અને રૌદ્રતા આદિ દુર્ભાવોનો ઉદય અશુભ વિપાકનું કારણ બને છે. (આ ભાવથી શુભાશુભ વિપાક.)

૩૧

દેવ, મનુષ્ય આદિ સુખકારક ગતિની પ્રાપ્તિ શુભ વિપાકનું અને તિર્યંચ આદિ દુઃખકારક ગતિની પ્રાપ્તિ અશુભ વિપાકનું કારણ છે. ( આ ભવથી શુભાશુભ વિપાક. ) આ પ્રમાણે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ અને ભવના વિચિત્ર યોગે ઉદિત થતાં કર્મનાં વિચિત્ર ફળો આ ત્રીજા ધ્યાનમાં ચિંતવાય છે.

૩૨

આકાશ સર્વત્ર વ્યાપક છે. તે સ્વપ્રતિષ્ઠિત અને અનન્તાનન્ત છે. તેના મધ્યબિન્દુમાં આ લોક સ્થિત છે. જેમાંનો ઊર્ધ્વ ભાગ ઊર્ધ્વલોક, મધ્યમ ભાગ મધ્યમલોક અને અધોભાગ અધોલોક કહેવાય છે. આમ લોક ત્રણ લોકોમાં વિભક્ત થાય છે.

३३

स्वरूपमेतस्य विचिन्तयन्ति
ध्याने तदभ्यासपराश्चतुर्थे ।
सम्पद्यते वृत्तवता च धर्म-
ध्याने स्वयंवद्यमतीन्द्रिय शम् ॥

३४

ध्यानादमुष्माच्च नृजन्मपूर्तौ
महर्द्धिकं स्वर्गमवाप्नुवन्ति ।
पुनर्नृजन्म प्रतिपद्य चारु
योगस्य मार्गे पथिकीभवन्ति ॥

३५

ध्यान शुक्लं ततस्ते परममुपगता प्राप्तपूर्णोज्ज्वलत्वा
नाशात् सर्वावृतीना परमविकमितं ज्ञानमासादयन्ति ।
धर्मं व्याख्यान्ति मोहान्धनयसहृतये पर्षदि प्रस्फुरन्त्या
मायुष्पूर्तौ तत स्यु परमपदजुष सच्चिदानन्दरूपा ॥

३६

अस्वच्छदर्पणसमा भवचक्रवर्तिनो
य स्वस्य शोधनविधौ यततेऽत्र चेतन ।
शुद्धि परा समधिगम्य भवेत् स ईश्वरो
मोहावृतो भ्रमति मोह इने स वै शिव ॥

૩૩

આવા પ્રકારના લોકનું સ્વરૂપ ચોથા ધ્યાનમાં ધ્યાનાભ્યાસીએ ચિંતવે છે. આમ ધર્મધ્યાનમાં વર્તનારાઓને સ્વસંવેદ્ય અતીન્દ્રિય સુખની અનુભૂતિ પ્રાપ્ત થાય છે.

૩૪

આમ ધ્યાનયોગે જેઓ પોતાનું મનુષ્યજીવન મહાન્ ઉચ્ચ બનાવે છે તેઓ મનુષ્યજન્મ પૂરો કરી મહર્દ્ધિ દેવલોકને પ્રાપ્ત થાય છે. પછી દેવલોકની જિન્દગી પૂરી થતાં તેઓ ત્યાંથી ફરી મનુષ્યજન્મમાં આવે છે. આ વખતે તેમની સાધનસમ્પન્નતા વિશેષ બલવતી હોય છે. તેઓ યોગમાં આગળ વધે છે. અને અધૂરો યોગ પૂર્ણ કરવા તત્પર થાય છે.

૩૫

તેઓ ધ્યાનમાં આગળ વધતાં જ્યારે પરમોત્કૃષ્ટ શુક્લધ્યાન પર આવે છે ત્યારે તેમના આત્મા પરનાં સર્વ આવરણો દૂર થાય છે. અને તેઓ પૂર્ણ ઉજ્જવળ બની પરમવિમલ, પરમવિકસિત જ્ઞાનને ( કેવલજ્ઞાન ) પ્રાપ્ત કરે છે. આમ યોગના ચરમ શિખર પર પહોંચી આત્મા પરમાત્મપદને પ્રાપ્ત કરે છે. એ પછી એઓ ( દેહધારી પરમાત્મા ), જેમનાં અન્તઃકરણ પ્રભાવિત થઇ રહ્યાં છે એવી લોકસભામાં મોહાન્ધકારના નાશ માટે ધર્મપ્રકાશન કરે છે. અને આયુષ્ય પૂર્ણ થતાં સચ્ચિદાનન્દ પરબ્રહ્મ સ્વરૂપ સ્થિતિને પ્રાપ્ત થાય છે.

૩૬

સંસારવર્તી પ્રાણીઓ મલિન દર્પણ જેવા છે. તેમાં જે આત્મા પોતાની શોધનવિધિમાં ઉદ્યુક્ત થાય છે તે અભ્યાસક્રમે જ્યારે પરમ શુદ્ધિને પ્રાપ્ત કરે છે ત્યારે પરમાત્મા બને છે, અર્થાત્ ઇશ્વર થાય છે. કેમકે પરમાત્મા થવું એટલે ઇશ્વર થવું. મોહાવૃત આત્મા ભવચક્રમાં ભમે છે, જ્યારે મોહનું આવરણ ખસતાં તે આત્મા પોતે

१

मानसवृत्तिनिरोधं
सम्प्रज्ञातेतरप्रकारतया ।
योगं वदन्ति तज्ज्ञा
ध्यानविशेषोऽत्र च प्रथम ॥

२

वृत्तिक्षयस्वरूपोऽ–
सम्प्रज्ञातोऽस्ति, वृत्तयो मनस ।
क्षीणा भवन्ति सर्वा
केवलबोधस्तदोदेति ॥

३

देहस्य वृत्तय खलु
यदा निरुद्धा भवन्ति तत्काल ।
योगोऽसम्प्रज्ञाताद्
न भिद्यते निर्वृतिद्वारम् ॥

४

अध्यात्मं भावना ध्यान
समता वृत्तिसक्षय ।
इत्येवमप्यनूचाना
ऊचाना योगपद्धतिम् ॥

१

યોગાચાર્યો યોગનું લક્ષણ ચિત્તવૃત્તિનિરોધ બતાવે છે. અને તેને ' સમ્પ્રજ્ઞાત ' અને ' અસમ્પ્રજ્ઞાત ' એવા બે ભેદોમાં વિભક્ત કરે છે. તેમાં પ્રથમ ' સમ્પ્રજ્ઞાત ' એ એક ધ્યાનનો પ્રકાર છે. અર્થાત્ એ ચિન્તાત્મક ધ્યાન છે.

૨

' અસમ્પ્રજ્ઞાત ' યોગ વૃત્તિક્ષયસ્વરૂપ છે. ' શુકલ ' ધ્યાનનો દ્વિતીય પાદ બારમા ગુણસ્થાનકમાં પ્રાપ્ત થાય છે ત્યારે ચિત્તની સર્વ વૃત્તિઓનો વિલય થાય છે અને તત્કાલ કેવલજ્ઞાન પ્રકટ થાય છે. એટલે દ્વાદશગુણસ્થાનવર્તી ' શુકલ ' સમાધિ કે જેમાંથી કેવલજ્ઞાન પ્રકટે છે તે ચિત્તવૃત્તિનિરોધની પૂર્ણ સ્થિતિ છે. ' અસમ્પ્રજ્ઞાત ' સમાધિ તેને કહી શકીએ.

૩

છેલ્લા ગુણસ્થાનમાં શરીરના તમામ યોગો નિરુદ્ધ સ્થિતિને પ્રાપ્ત થાય છે. એ કાયયોગનિરોધની પૂર્ણ અવસ્થા છે. 'અસમ્પ્રજ્ઞાત'માં આ યોગનો પણ સમાવેશ કરી શકાય. અ ઇ ઉ ઋ લૃ એ પાંચ હ્રસ્વ અક્ષરોના ઉચ્ચારણમાં જે વખત લાગે એટલો જ વખત આ યોગનો છે. એ પછી તે જ ક્ષણે આત્મા દેહથી મુક્ત થઇ નિરાકાર મુક્ત અવસ્થાને પ્રાપ્ત થાય છે.

૪

અધ્યાત્મ, ભાવના, ધ્યાન, સમતા અને વૃત્તિક્ષય એ રીતે પણ યોગાચાર્યો યોગની પદ્ધતિ બતાવે છે. ભજન, સ્મરણ, ચિન્તન અને વર્ત્તન એ 'અધ્યાત્મ' છે. એના ફલસ્વરૂપ વિશુદ્ધ ભાવશ્રેણી એ 'ભાવના' છે. એના પરિણામે સ્થિરાલમ્બન શુદ્ધ ચિત્ત તે ' ધ્યાન ' છે. એના ઉત્કર્ષે પ્રાપ્ત થતો પૂર્ણ સમતાયોગ તે સમતા છે. અને એ બધાનું ચરમ અને પરમ ફળ વૃત્તિક્ષય છે. પૂર્ણતા પ્રાપ્ત કરવાની આ પ્રણાલી છે.

५

इच्छा च शास्त्रं च समर्थता चे-
त्येषोऽपि योगो मत आदिमोऽत्र ।
अपि प्रमत्तस्य सतोऽभिलाषो
यो धर्मयोगे दधतः सुबोधम् ॥

६

श्रद्धान-बोधौ दधतः प्रशस्तौ
प्रमादवर्जस्य यथात्मशक्ति ।
यो धर्मयोगो वचनानुसारी
स शास्त्रयोगः परिवेदितव्यः ॥

७

शास्त्रादुपायान् विदुषः सतो यः
शास्त्राप्रसाध्यानुभवैकगम्यः ।
उत्कृष्टसामर्थ्यतयाऽभ्युदेति
सामर्थ्ययोगं तमुदाहरन्ति ॥

८

न सिद्धिसम्पादनहेतुभेदाः
सर्वेऽपि शास्त्रादुपलभ्यबोधाः ।
सर्वज्ञता तच्छ्रुतितोऽन्यथा स्यात्
तत् 'प्रातिभ'ज्ञानगतः स योगः ॥

૫

ઇચ્છાયોગ, શાસ્ત્રયોગ અને સામર્થ્યયોગ એ પ્રમાણે પણ યોગના ભાગો બતાવવામાં આવ્યા છે. જ્ઞાનવાન્ અને ઇચ્છાસમ્પન્નની પણ ધર્મયોગમાં પ્રમાદજનિત વિકલ પ્રવૃત્તિ હોય છે. તથાપિ અન્તઃકરણની વૃત્તિ ધર્મયોગના સાધન માટે ઇચ્છાસમ્પન્ન બનવી એ એક શુભ ચિહ્ન છે. અને એજ ' ઇચ્છાયોગ ' છે. ઇચ્છા કે ઉત્સાહમાંથી જ પ્રયત્ન સ્ફુરે છે. પુરુષાર્થની ચાવી ઉત્સાહસમ્પત્‌માં જ રહેલી છે. ઇચ્છા કે આકાંક્ષા વગર સાધનવિધિ કેમ નિપજે ? એટલા માટે ઇચ્છાને યોગની પ્રથમ ભૂમિકા તરીકે મૂકવામાં ઔચિત્ય જ છે.

૬

જ્ઞાન અને શ્રદ્ધાનમાં ઉજ્જ્વલ અને પ્રમાદરહિત આત્માનો યથાશક્તિ વચનાનુસારી જે ધર્મયોગ તે ' શાસ્ત્રયોગ ' છે.

૭

શાસ્ત્રોદ્વારા સાધનના ઉપાયો જાણ્યા પછી અને સાધનામાં આગળ મહાન્ પ્રગતિ કર્યા પછી ઉત્કૃષ્ટ સામર્થ્ય ખિલતાંશાસ્ત્રાતિક્રાન્ત, શાસ્ત્રોથી અસાધ્ય એવો સ્વાનુભવગોચર યોગ પ્રાપ્ત થાય છે તે ' સામર્થ્યયોગ ' છે.

૮

મોક્ષસિદ્ધિના સાધનભૂત તમામ માર્ગો કંઇ શાસ્ત્રથી ઉપલબ્ધ થઇ શકતા નથી. શાસ્ત્રથી જો સર્વ માર્ગો અવગત થઇ શકતા હોત તો શાસ્ત્રાભ્યાસમાત્રથી સર્વજ્ઞતા મળી જાય અને મુક્તિ પણ થઇ જાય. માટે તે ('સામર્થ્યયોગ') 'પ્રાતિભ'જ્ઞાનસંગત યોગ છે. અર્થાત્ આત્મસંવેદનભૂત વિશિષ્ટઅનુભવસાધ્ય છે. શાસ્ત્રની મર્યાદા છે. શાસ્ત્રજ્ઞાન પછી અભ્યાસની આવશ્યકતા રહે છે. અને અભ્યાસ જેમ જેમ ઉત્તરોત્તર બલવાન્ બનતો જાય છે તેમ તેમ આત્માનુભવ વિકસે છે અને એમાંથી જે પ્રકાશ પડે છે તે શાસ્ત્રની બહારનો હોય છે. આમ અભ્યાસથી પ્રકાશ અને પ્રકાશથી અભ્યાસ ખિલે છે. અને એ રીતે એ બન્ને

९

तत् प्रातिभं केवलबोधभानो
प्राग्वृत्तिकं स्यादरुणोदयाभम् ।
'ऋतम्भरा' 'तारक' एवमादि-
नामानि तस्मिन्नपरे वदन्ति ॥

१०

संन्यासरूपः स्मृत एष योगो
धर्मस्तथा योग इति द्विधाऽसौ ।
तत्राऽऽदिमः स्यात् क्षपकावलिस्थे
शैलेश्यवस्थावति च द्वितीयः ॥

११

आत्माऽऽदिमं योगमुपेत्य वीरोऽ
नन्तं परिस्फोरयति स्ववीर्यम् ।
निहत्य मोहावरणान्तरायान्
सद्यः प्रभुः केवलचिन्मयः स्यात् ॥

१२

परस्त्वयोगोऽपि मनोवचोऽङ्ग-
व्यापाररोधात् सकलप्रकारैः ।
अवादि मुक्त्या सह योजनेन
योगो भवाम्भोनिधिरोध एषः ॥

૯

તે 'પ્રાતિભ' જ્ઞાન ('ક્ષપકશ્રેણિ'વર્ત્તી અનુભવદશા) કેવલજ્ઞાનરૂપ સૂર્યનો ઉદય થાય તે અગાઉનો 'અરુણોદય' છે. આ ઉત્કૃષ્ટ (ક્ષાયોપશમિક) જ્ઞાનદશાનો વ્યવહાર અન્ય યોગાચાર્યોએ 'તારક', 'ઋતમ્ભરા' એવાં જુદા જુદા નામથી કર્યો છે.

૧૦

આ 'સામર્થ્યયોગ' એ સંન્યાસયોગ છે. અને તેના બે પ્રકાર છેઃ ધર્મસંન્યાસ અને યોગસંન્યાસ. તેમાં ધર્મસંન્યાસ યોગ ક્ષપકશ્રેણીમાં હોય છે અને યોગસંન્યાસ યોગ 'શૈલેશી' અવસ્થામાં (ચૌદમા ગુણસ્થાનમાં) હોય છે. સામર્થ્યયોગના આ બન્ને વિભાગોમાં 'સંન્યાસ' નો અર્થ ત્યાગ થાય છે. ધર્મોનો અર્થાત્ અનાત્મીય તમામ ધર્મોનો નિરાસ તે ધર્મસંન્યાસ અને યોગનો અર્થાત્ મન-વચન-કાયના વ્યાપારોનો નિરોધ તે યોગસંન્યાસ.

૧૧

વીર આત્મા ધર્મસંન્યાસ પર આરોહણ કરી પોતાનું અનન્ત વીર્ય ફોરવે છે. તે મોહ, આવરણો અને અન્તરાયોને સમૂલ હણી નાંખે છે અને તત્કાલ કેવલજ્યોતિર્મય પરમાત્મા બને છે.

૧૨

યોગસંન્યાસ મન-વચન-કાયના વ્યાપારોનો સર્વથા નિરોધક હોવાથી અયોગાત્મક છે. અતએવ અન્તિમ ગુણસ્થાનનું નામ 'અયોગિ' રખાયું છે. છતાં મુક્તિ સાથે જોડી આપનાર આત્માના અન્તિમ પ્રયત્નરૂપ હોવાથી તે યોગાત્મક છે. એ ચરમ યોગ છે. અન્તિમ [ સાકાર ] જિન્દગીના છેલ્લા ક્ષણનો છેલ્લો યોગ છે. અતએવ એ ભવસાગરનો તટ છે.

१३

योगं गतोऽमुं च विकर्मकीसन्
मोक्षं क्षणादेति विमुच्य देहात् ।
सार्वज्ञ्यलाभावसरेऽवशिष्ट-
कर्माणि हन्ति क्षणतो यदेष ॥

१४

ऊर्ध्वं यथाऽलाबुफलं जलेऽधः-
स्थितं समागच्छति लेपनाशे ।
ऊर्ध्वं तथा गच्छति सर्वकर्म-
लेपप्रणाशात् परिशुद्ध आत्मा ॥

१५

अयं स्वभावोऽपि सतां मतो यद्
विकर्मकन्वागत ऊर्ध्वमेति ।
ऊर्ध्वं प्रगच्छन्नवतिष्ठतेऽसौ
क्षणेन लोकाग्रपदे परात्मा ॥

१६

ततोऽध आयाति न गौरवस्याऽ
भावान्न चाग्रेऽप्यनुपग्रहत्वात् ।
न याति तिर्यग् विरहात् प्रयोक्तु-
र्लोकाग्र एव स्थितिमान् भवेत् तत् ॥

१३

યોગસંન્યાસમાં વર્ત્તમાન આત્મા તત્કાળ સમ્પૂર્ણ કર્મોથી રહિત અને દેહથી વિમુક્ત બની મોક્ષ પ્રાપ્ત કરે છે. કેમકે કેવલજ્ઞાન પ્રાપ્ત કરતાં જે કર્મો (અઘાતી) શેષ રહ્યાં હતાં તેને તે યોગસંન્યાસથી ક્ષણવારમાં વિનાશ કરી નાંખે છે.

૧૪

જેમ પાણીમાં નીચે રહેલી તુંબડી તેના પરનો માટીનો લેપ સઘળો નિકળી જતાં એકદમ ઉપર આવે છે, તેમ કર્મનો લેપ તમામ નિકળી જતાં પૂર્ણ શુદ્ધ આત્મા ઊર્ધ્વ ગતિ કરે છે.

૧૫

અકર્મક સ્થિતિમાં આત્માનું ઊર્ધ્વગમન થવું એ તેનો સ્વભાવ પણ છે. અને તે વિદ્વત્સમ્મત છે. સર્વ-કર્મનિર્મુક્ત પરમ આત્મા ઉપર જતો ક્ષણ માત્રમાં લોકના અગ્ર ભાગે અવસ્થિત થાય છે.

૧૬

ત્યાંથી ( લોકાગ્ર ભાગથી ) તે નીચે ન આવે. કેમકે તેમાં ગુરુત્વ નથી. ત્યાંથી વળી આગળ ન જાય. કેમકે ગતિમાં ઉપકારક તત્ત્વ ‘ ધર્માસ્તિકાય ’ ત્યાંથી આગળ નથી. પ્રેરક વગર તિર્યક્ ગતિ પણ તેની ન થાય. અતઃ લોકના અગ્ર ભાગ પર જ તે સ્થિતિમાન્ થાય છે.

१७

તે મહેશ્વર છે, તે પરમેશ્વર છે, તે સ્વયમ્ભૂ છે, તે પુરુષોત્તમ છે, તે પિતામહ છે, તે પરમેષ્ઠી છે, તે તથાગત છે, તે સુગત છે અને તે શિવ છે.

१८

હે ભાગ્યશાલીઓ ! તે આ ઇશ્વર તમારા માનમનો હંમ બનો ! પરમાત્મપદને મેળવવાનો એ મહત્ત્વપૂર્ણ ઉપાય છે

१९

આ ( પ્રભુભક્તિના ) માર્ગે માણુસ પોતાના જીવનને સદાચારમય બનાવવા શક્તિમાન થાય છે. અને પોતાના ચારિત્રબળની મહાન ઉન્નતિ દ્વારા આત્મવિકાસની પગ કાષ્ઠાએ પહોચે છે

२०

જેવુ આલમ્બન હોય તેવી પોતાના આત્મામાં છાપ પડે છે. પરમનિર્મળ વીતરાગ પરમાત્માનું આલમ્બન જો સ્વીકારીએ તો પછી બીજા કશાની અપેક્ષા રહે ખરી !

१७

महेश्वरास्ते परमेश्वरास्ते
स्वयम्भुवस्ते पुरुषोत्तमास्ते ।
पितामहास्ते परमेष्ठिनस्ते
तथागतास्ते सुगता शिवास्ते ॥

१८

स ईश्वरो हे बहुभागधेया !
भूयाद् भवन्मानसहंस एष ।
असावुपाय परमात्मलाभे
महत्त्वपूर्ण परिवेदितव्य ॥

१९

जन सदाचारमय स्वजीवनं
भवेत् क्षम भावयितुं यथाऽमुना ।
स्वंश्च चारित्रबलं महोन्नतं
निज करोत्यात्मविकासन परम् ॥

२०

आलम्बन भवति यावशमीश्वरात्माऽऽ–
पत्तिर्निजात्मनि भवेदिति को न वेत्ति ? ।
आलम्बन परमनिर्मलवीतराग
सश्रीयते यदि तदा किमपेक्षणीयम् ! ॥

૧૭

તે મહેશ્વર છે, તે પરમેશ્વર છે, તે સ્વયમ્ભૂ છે, તે પુરુષોત્તમ છે, તે પિતામહ છે, તે પરમેષ્ઠી છે, તે તથાગત છે, તે સુગત છે અને તે શિવ છે.

૧૮

હે ભાગ્યશાલીઓ ! તે આ ઇશ્વર તમારા માનસનો હંસ બનો ! પરમાત્મપદને મેળવવાનો એ મહત્ત્વપૂર્ણ ઉપાય છે.

૧૯

આ ( પ્રભુભક્તિના ) માર્ગે માણસ પોતાના જીવનને સદાચારમય બનાવવા શક્તિમાન્ થાય છે. અને પોતાના ચારિત્રબળની મહાન્ ઉન્નતિ દ્વારા આત્મવિકાસની પરાકાષ્ઠાએ પહોંચે છે.

૨૦

જેવું આલમ્બન હોય તેવી પોતાના આત્મામાં છાપ પડે છે. પરમનિર્મળ વીતરાગ પરમાત્માનું આલમ્બન જો સ્વીકારીએ તો પછી બીજા કશાની અપેક્ષા રહે ખરી !

१

अनन्तशक्ति र्दधदेष चेतनः
प्रवेदितुं न यतते महोदय ।
प्रकाशितेऽस्मिन् सकलं प्रकाशते–
प्रकाशितेऽस्मिन् सकलं तमोमयम् ॥

२

मोहप्रणाशेन च तत्प्रकाशन
मोहप्रणाशोऽपि च तत्त्वचिन्तनात् ।
चिन्त्यं च कोऽहं भववास एष क
सुखासुखं कि किमिदं जगत् पुन ॥

३

वस्तुस्वरूपस्य विचिन्तनातो
विवेकभास प्रकटीभवन्ति ।
मोहप्रपञ्चाद् विनिवृत्य सुस्थी–
भूयान्तरीक्षाकरणेन चिन्ता ॥

४

तत्त्वावबोधप्रविकासहेतो–
र्यस्य स्वभावो न विचारणायाः ।
यातानुयातस्य पृथग्जनस्य
न तस्य वैराग्यमुदेति साधु ॥

१

આ ચૈતન્યસ્વરૂપ આત્માની અનન્ત શક્તિ છે. ભાગ્યવાન્ એને જાણવાનો, એને ઓળખવાનો પ્રયત્ન કરે છે. એ પ્રકાશિત થતાં બધું પ્રકાશે છે; અને એ પ્રકાશિત નથી ત્યાં સુધી બધું અન્ધકારમય છે.

૨

એનું પ્રકાશન મોહપ્રણાશ પર અવલમ્બિત છે. અને મોહપ્રણાશ તત્ત્વચિન્તનથી સાધ્ય છે. ચિન્તનીય તત્ત્વ સ્વયં પોતે છે. હું કોણ ? આ ભવવાસ કેમ ? આ સુખ-દુઃખ શું ? અને આ વિશ્વરચના શી ? એનો શાન્ત ભાવે વિચાર કરવો એ તત્ત્વચિન્તન છે.

૩

વિવેકજ્ઞાન તત્ત્વચિન્તનથી થાય. અને તત્ત્વચિન્તન મોહપ્રપંચથી વેગળા થઇ શાન્તભાવે અન્તર્મુખે નિરીક્ષણ કરવાથી થાય.

૪

ચિન્તન એ જ્ઞાનપ્રકાશનો માર્ગ છે. જે ચિન્તનશીલ નથી, તે ગતાનુગતિક પામર પ્રાણી સાચો વૈરાગ્ય પામી શકતો નથી.

५

न माधुवैराग्यविवर्जितत्वेऽ-
पवर्गमार्गे भवति प्रवेशः ।
एवं च मानुष्यमनर्थकं स्याद्
विचारमभ्यस्यतु तेन सम्यक् ॥

६

एकस्वभावा नहि सर्वलोका
विचित्रकर्मानुगयोगभाजः ।
आयुष्य–धी–शक्तिविचित्रताया–
मर्हन्ति सर्वे नहि मार्गमेकम् ॥

७

समग्रसामग्र्यनुकूलताया
न सम्भवः सर्वशरीरभाजाम् ।
भवन्ति सर्वे नहि तेन योग्याः
सामान्यतो योगपथाधिरोहे ॥

८

कुर्याद् यथाशक्ति तथापि नूनं
कर्तव्यमात्मोन्नतिमादधानम् ।
शनैः शनैः सञ्चरणेऽपि मार्गे
स्थानं चिरेणाप्युपलभ्यते हि ॥

૫

અને સાચા વૈરાગ્ય વગર અપવર્ગ-માર્ગમાં પ્રવેશ કેમ થાય. ફલતઃ મનુષ્યત્વ એળે જાય. માટે ચિન્તનશીલ થઇએ.

૬

દરેકના કાયાદિ યોગો ભિન્નભિન્નકર્માનુસાર ભિન્ન ભિન્ન પ્રકારના છે. અતએવ બધા માણસો, બધા જીવો એક સ્વભાવના નથી, ન હોઇ શકે. દરેકમાં આયુષ્ય, જ્ઞાન અને શક્તિની વિચિત્રતા છે. અતએવ બધા એક માર્ગને લાયક ન હોય.

૭

સમગ્ર સામગ્રીની અનુકૂલતા બધા પ્રાણીઓને નથી, અને ન હોય. અતએવ બધા જીવો સરખી રીતે યોગમાર્ગના અધિકારી ન હોય. યોગપથ પર ચઢવામાં બધાની સરખી યોગ્યતા ન હોય.

૮

તો પણ દરેકે પોતાની શક્તિ અનુસાર આત્મોન્નતિ-સાધક કર્ત્તવ્ય જરૂર બજાવવું જોઇએ. ધીમે ધીમે પણ માર્ગ પર ચાલવાથી ઇષ્ટ સ્થલે મોડા પણ જરૂર પહોંચી શકાય. ચાલનારા બધાની કંઇ એક સરખી ચાલ નથી હોતી. કોઇની ચાલ તીવ્ર હોય અને કોઇની મન્દ. ધીરે ચાલનાર પણ જો માર્ગ પર ચાલ્યા કરશે તો મોડો પણ પોતાના સ્થાને જરૂર પહોંચશે.

९

उद्विग्नमन्तःकरणं यदीयं
यथार्थरूपेण भवप्रपञ्चात् ।
संरक्षणे स्वस्य स जागृतः स्यात्
कषायमारात् परिपूर्णशक्त्या ॥

१०

मनोविजेता जगतो विजेता
विश्वश्रियस्तच्चरणे लुठन्ति ।
न दुर्गतिर्नापि च दुर्भगत्व–
मन्यत्र खल्विन्द्रियदासभावात् ॥

११

हिंसादिकं पापमिति प्रसिद्धं
तत्र प्रवर्त्तेत न चेत् कदापि ।
ईशस्य कुर्यात् स्मरणं च तर्हि
संसाधितं निश्चितमात्मकार्यम् ॥

१२

दुर्वर्त्तनैर्ब्रह्म विदारयन्तो
नार्हं परं भाग्यमपि स्वकीयम् ।
विदारयन्त्यस्थिरचित्तभावाः
स्वजीवनं सन्तमसे क्षिपन्ति ॥

૯

જેનું અન્તઃકરણ ભવપ્રપંચથી ખરેખર ઉદ્વિગ્ન થયું છે તેણે કષાયના મારથી પોતાની રક્ષા માટે જાગતા રહેવામાં પોતાની શક્તિનો પુરેપુરો ઉપયોગ કરવો જોઇએ.

૧૦

જે મનનો વિજેતા છે તે જગતનો વિજેતા છે. તેના ચરણમાં અખિલ વિશ્વની લક્ષ્મી આળોટે છે. ઇન્દ્રિયોના ગુલામ બનવું એના જેવી કોઇ દુર્ગતિ નથી, એના જેવું કોઇ દુર્ભાગ્ય નથી.

૧૧

હિંસા, જૂઠ વગેરે પાપ છે એનો કોઇ ઇન્કાર કરી શકે તેમ નથી. એ પાપ તરીકે આખા જગતમાં જાણીતાં છે. એનું આચરણ ન થાય અને ઇશ્વરપ્રાર્થનામાં પરાયણ થવાય તો જરૂર આત્મકલ્યાણની સિદ્ધિ છે.

૧૨

જેઓ ખરાબ ચાલચલગતથી પોતાના બ્રહ્મચર્યનું વિદારણ કરે છે, તેઓ કેવલ પોતાના શરીરને જ નથી હણતા, પોતાના ભાગ્યને પણ હણે છે. તેવા અસ્થિર મનના માણસો પોતાના જીવનને ઘોર અન્ધકારમાં પટકે છે.

१३

शक्यो भवेच्चेन्न परोपकारः
　　परापकारे तु कदापि न स्यात् ।
धर्मक्रियायां यदि न प्रवृत्ति–
　　र्नाधर्मकर्माचरणं तु कुर्यात् ॥

१४

प्रामाणिकत्व व्यवहारशुद्धि–
　　रौचित्यतः संयमन च यस्य ।
स जीवन स्व सुखित करोति
　　मोक्षाय कल्पेत च विश्वबन्धुः ॥

१५

प्रारम्भ आध्यात्मिकजीवनस्य
　　संजायते न्यायपरायणत्वात् ।
मार्गानुसारित्वगुणेषु विज्ञै–
　　रादौ समस्यापि गुणः स एव ॥

१६

स्वर्गोऽपि दुःखास्पदमामयाविनो
　　निरामयः पर्णगृहेऽपि खेलति ।
आरोग्यमुच्चैः पुरुपार्थसाधनं
　　तद्रक्षणं संयमनः सुसम्भवम् ॥

१३

બીજાનો ઉપકાર કરવાની શક્તિ ન હોય તો ખૈર, પણ બીજાના અપકારકાર્યમાં કદી ન ઉભા રહેવું. આપણાથી બીજાનું ભલું ન થાય તો નહિ, પણ બીજાનું બુરૂં ન કરવું. ધર્મક્રિયામાં પ્રવૃત્તિ ન થાય તો નહિ, પણ અધર્મનું આચરણ ન કરવું.

૧૪

જે મનુષ્યમાં પ્રામાણિકતા, વ્યવહારશુદ્ધિ અને ઉચિત સંયમ છે તે પોતાની જાતને સુખી બનાવે છે. અને તે સુજન વ્યક્તિ વિશ્વબન્ધુત્વની ભાવનાને પોતાના જીવનમાં જેમ જેમ વધુ પોષે છે તેમ તેમ પોતાને મોક્ષસમીપ વધુ ને વધુ લઇ જાય છે.

૧૫

આધ્યાત્મિક જીવન ન્યાય-નીતિના પાલનથી શરૂ થાય છે. ધર્માચાર્યોએ પણ "માર્ગાનુસારી" ગુણોમાં ન્યાયપાલનના ગુણને પહેલો મૂક્યો છે. એ ગુણથીજ માર્ગાનુસારી જીવનનો પ્રારંભ થાય છે.

૧૬

રોગપીડિતને સ્વર્ગ પણ દુઃખની ખાણ છે, જ્યારે આરોગ્યસમ્પન્ન મનુષ્ય પર્ણકુટીમાં પણ-દરિદ્ર ઝૂંપડામાં પણ ખેલે છે નિઃસન્દેહ, આરોગ્ય એ પુરુષાર્થસિદ્ધિનું ઉચ્ચ સાધન છે. અને તેનું રક્ષણ સંયમ પર વધુ સમ્ભવિત છે.

१७

शुद्धं जलं शुद्धसमीरणं च
सुसङ्गतिः सात्त्विकभोजनं च ।
स्वच्छत्वयोगः शुचि वाचनं च
निरामयत्वाय परिश्रमश्च ॥

१८

अश्रद्दधानोऽपि परोक्षभावान्
जिज्ञासुबुद्धिर्गुणपक्षपाती ।
भवेत् सदाचारपरायणश्चेत्
कल्याणभूमिं नियमेन गामी ॥

१९

दौर्जन्ययोगो यदि चास्तिकत्वे
तदास्तिकत्वं खलु नाममात्रम् ।
दौर्जन्यपूर्णाद् वरमास्तिकत्वात्
सौजन्यपूर्णं बहु नास्तिकत्वम् ॥

२०

न सम्प्रदायान्तरकारणेन
कुर्यान्मनः संकुचितं परत्र ।
सर्वे हि भक्ताः परमेश्वरस्य
परस्परं भ्रातृमनो भजेयुः ॥

૧૭

શુદ્ધ જલ, શુદ્ધ હવા, સુસંગતિ, સાત્ત્વિક ભોજન, સ્વચ્છતા, પવિત્ર, પ્રમોદક વાચન અને યોગ્ય શ્રમ એ આરોગ્યલાભ માટે ઉપયુક્ત સામગ્રી છે,

૧૮

માની લ્યો કે એક માણસ એવો છે કે તેને ઇશ્વર, પુનર્જન્મ આદિ પરોક્ષ ભાવોમાં શ્રદ્ધા બેસતી નથી; એની બુદ્ધિમાં એ તત્ત્વો ઉતરતાં નથી. છતાં જો તે જિજ્ઞાસુ છે, ગુણાનુરાગી છે—ગુણનો પક્ષકાર છે અને સદાચારપરાયણ છે, તો તે જરૂર કલ્યાણભાજન છે એમાં શક નથી.

૧૯

આસ્તિકમાં પણ જો કદાચ દુર્જનતાનો યોગ હોય તો તે આસ્તિકતા નામમાત્ર છે. દૌર્જન્યપૂર્ણ આસ્તિકતા કરતાં સૌજન્યપૂર્ણ નાસ્તિકતા ઘણે દરજ્જે સારી છે. સદાચારવિહીન ઇશ્વરવાદી કરતાં સદાચારસમ્પન્ન નિરીશ્વરવાદી ઘણે દરજ્જે ઉંચો છે.

૨૦

ધર્મભેદના કારણે કોઇ પર સંકુચિત મન રાખવું યોગ્ય નથી. બધા પરમેશ્વરના ભક્ત છે એમ સમજી બધાએ અરસપરસ ભ્રાતૃભાવની વૃત્તિ રાખવી જોઇએ.

२१

न निश्चितं किञ्चन कर्मकाण्डं
न निश्चितः कश्चन सम्प्रदायः ।
मोक्षस्य लाभाय वदन्ति सन्त–
स्तत्प्राप्तिमूलं तु समत्व एव ॥

२२

कषायनिर्घातनकर्मशीला–
श्चारित्रसंशोधनदत्तचित्ताः ।
महाशयाः क्वापि हि सम्प्रदाये
निःसंशयं मोक्षमवाप्नुवन्ति ॥

२३

धर्मस्य तत्त्वं परमार्थभूतं
वदन्ति सर्वे समभाववृत्तिम् ।
यतेत यस्तत्र शिवं स गामी
युक्तं न धर्मान्तरवैमनस्यम् ॥

२४

ज्ञानस्य शाखा भुवि भिन्नभिन्ना–
श्चारित्रतत्त्वं पुनरेकमेव ।
तदेव च ज्ञानफलं विधेयं
न धर्मभेदे विषमाशयः स्यात् ॥

२१

મોક્ષ માટે ન કોઇ ખાસ 'કર્મકાંડ' ચોક્કસ ઠરેલ છે, તેમજ ન કોઇ ખાસ 'સમ્પ્રદાય' ચોક્કસ ઠરેલ છે. મોક્ષપ્રાપ્તિનું મૂળ વાસ્તવમાં સમભાવમાં રહેલું છે. એજ શિષ્ટોનો આદેશ છે.

૨૨

કષાયહનનની પ્રવૃત્તિમાં જેઓ ઉદ્યમશીલ છે અને ચારિત્રસંશોધનમાં દત્તચિત્ત છે તે મહાનુભાવો કોઇ પણ સમ્પ્રદાયમાંના હોય, અવશ્ય મોક્ષને પ્રાપ્ત કરે છે.

૨૩

ધર્મનું પરમાર્થ તત્ત્વ સમભાવવૃત્તિ છે એમ સર્વ સન્તોનું કહેવું છે. એમાં જે કોઇ પ્રયત્નશીલ થશે તે મોક્ષને પામશે એ સન્દેહ વગરની વાત છે. અતએવ ધર્માન્તર તરફ વૈમનસ્ય રાખવું યોગ્ય નથી.

૨૪

જગતમાં જ્ઞાનની શાખાઓ તો ભિન્નભિન્ન છે. પણ ચારિત્રનું તત્ત્વ તો સર્વત્ર એકજ પ્રકારનું છે. અને એજ (ચારિત્ર) જ્ઞાનનું ફળ છે, એજ જ્ઞાન વડે મેળવવાનું છે, એજ જ્ઞાનનો સાર છે અને એ જ કર્ત્તવ્ય છે. જે મુદ્દાની વાત છે તેમાં બધાનો એક સરખો મત છે. પછી અન્ય ધર્મ તરફ વિષમભાવ રાખવો કેમ યોગ્ય ગણાય ? સર્વધર્મસમભાવ એ એક મહાન્ ગુણ છે. અને તે ન વિસરવો જોઇએ.

२५

બીજાને સમજાવવું હોય તો સમભાવથી સમજાવી શકાશે; પણ રોષથી નહિ સમજાવી શકાય. જગતમાં દરેક જાતનાં બળો કરતા પ્રેમનું બળ ચઢી જાય છે. અને બીજાને પ્રતિબોધ કરવામા પણ તે બહુ ઉપયોગી નિવડે છે.

૨૬

કોઈ પુસ્તક, ગ્રન્થ કે માણુસનું વક્તવ્ય દૂષિત જણાતું હોય તો તેની આલોચના, તેનું પ્રતિવિધાન પણ અરક્તદ્વિષ્ટપણે, મધ્યસ્થભાવે, સમદૃષ્ટિએ કરી શકાય છે. સત્યનું પ્રતિપાદન કે અસત્યનું પ્રતિવિધાન કરવું એ તો શિષ્ટ અને ઉપયોગી કાર્ય છે. વાત માત્ર એટલી છે કે તે પૂર્ણ સમભાવે થવું જોઈએ. મહામના મહાનુભાવો સર્વત્ર સમભાવશીલ હોય છે, પછી મતાન્તરો ( અન્ય ધર્મો ) તરફ વિષમભાવ શાને ?

૨૭

સમ્પ્રદાયસુસ્ત માણુસ પણ કષાયયોગે ( ચાહે તે ' સમ્પ્રદાય 'ની ખાતર કાં ન હોય ) પોતાના જીવનનાં દુર્ગતિ કરે છે, જ્યારે સમ્પ્રદાય વગરના માણુસ પણ કષાયવિનાશના પરિણામે પોતાના આત્માને ઉચ્ચ પદ પર સ્થાપિત કરે છે.

२५

बुध्येत साम्येन परो न रोषाद्
वैरेण वैरं समुपैति वृद्धिम् ।
बलान्युपप्रेम जगत्यशेषे
परप्रबोधेऽपि च सूपयोगि ॥

२६

आलोचनं दूषितभाषितस्याऽ-
प्यरक्त-विद्विष्टतया क्रियेत ।
समस्तभावा हि महानुभावा
सर्वत्र किं नाम मतान्तरेषु ! ॥

२७

ससम्प्रदायोऽपि कषाययोगात्
स्वजीवनं दुःस्थितमातनोति ।
असम्प्रदायोऽपि कषायनाशाद्
आत्मानमुच्चैः पद आदधाति ॥

२८

भवन्ति शूद्रा अपि वृत्तभाजो
द्विजा अपि स्युः कुचरित्रशीलाः ।
न कोऽपि मान्यः खलु जातिमात्राद्
गुणा हि पूज्या गुणिनां भवन्ति ॥

૨૫

બીજાને સમજાવવું હોય તો સમભાવથી સમજાવી શકાશે; પણ રોષથી નહિ સમજાવી શકાય. જગતમાં દરેક જાતનાં બળો કરતાં પ્રેમનું બળ ચઢી જાય છે. અને બીજાને પ્રતિબોધ કરવામાં પણ તે બહુ ઉપયોગી નિવડે છે.

૨૬

કોઈ પુસ્તક, ગ્રન્થ કે માણસનું વક્તવ્ય દૂષિત જણાતું હોય તો તેની આલોચના, તેનું પ્રતિવિધાન પણ અરક્તદ્વિષ્ટપણે, મધ્યસ્થભાવે, સમદૃષ્ટિએ કરી શકાય છે. સત્યનું પ્રતિપાદન કે અસત્યનું પ્રતિવિધાન કરવું એ તો શિષ્ટ અને ઉપયોગી કાર્ય છે. વાત માત્ર એટલી છે કે તે પૂર્ણ સમભાવે થવું જોઇએ. મહામના મહાનુભાવો સર્વત્ર સમભાવશીલ હોય છે, પછી મતાન્તરો ( અન્ય ધર્મો ) તરફ વિષમભાવ શાને ?

૨૭

સમ્પ્રદાયચુસ્ત માણસ પણ કષાયયોગે ( ચાહે તે 'સમ્પ્રદાય'ની ખાતર કાં ન હોય ) પોતાના જીવનની દુર્ગતિ કરે છે, જ્યારે સમ્પ્રદાય વગરનો માણસ પણ કષાયવિનાશના પરિણામે પોતાના આત્માને ઉચ્ચ પદ પર સ્થાપિત કરે છે.

૨૮

શૂદ્રો પણ ચારિત્રસમ્પન્ન હોય છે, અને બ્રાહ્મણો પણ દુશ્ચરિત્ર હોય છે. જાતિમાત્રથી કોઇ મોટો કે માનનીય નથી. ગુણી જનના ગુણોની જ પૂજા છે. ગુણો જ ગુણીને પૂજ્ય અને પ્રતિષ્ઠિત બનાવે છે—પછી તે ચાહે તે માણસમાં હોય. ગુણ કે ચારિત્રનો કોઇએ ઇજારો લીધો નથી. જ્યાં તે ઝળકે છે તે ગૌરવાસ્પદ અને છે.

२९

जैनो जयाज्जीवनदूषणानां
ब्रह्मोच्यते ब्रह्मविकासनेन ।
क्षत्रः परित्राणविधे क्षतात् स्याद्
आत्मार्थसिद्धौ मननान्मनुष्यः ॥

३०

ध्येयं विचार्य नरजीवनस्य
विद्यान्न तत्सारतयाऽर्थकामौ ।
भूत्वा स्थिरो मङ्गलभूतवृत्ते
सम्पादयेद् विश्वहितोद्यतं स्वम् ॥

३१

नवीनविज्ञानचमत्कृतानां
न मोक्षशास्त्रेषु घृणा विधेया ।
चित्रप्रयोगा बहवो भवन्तु
न युज्यतेऽध्यात्मपथस्तु हातुम् ॥

३२

जडेऽप्यनन्ता सममानि शक्ति-
रेवं च चित्रप्रभवा भवेयुः ।
महत्य आविष्कृतयो जगत्यां
किं तर्हि यत्का [illegible] ॥

२९

જીવનની બુરાઈઓને જીતવાથી **જૈન** થાય. બ્રહ્મ ( આત્મજ્ઞાન )ને વિકસાવવાથી **બ્રાહ્મણ** થાય. ત્રસ્ત, પીડિત, ભયાર્ત્તને રક્ષવાથી **ક્ષત્રિય** થાય. અને આત્મ-કલ્યાણની સિદ્ધિનું મનન કરવાથી **મનુષ્ય** થાય.

૩૦

મનુષ્યજીવનનું ધ્યેય શું એ વિચારવું બહુ અગત્યનું છે એ જીવનનો સહુથી મ્હોટો અને ગંભીર પ્રશ્ન છે. અને એ તેટલો જ સુન્દર પણ છે. અર્થ અને કામ એ જીવનનો સાર નથી એ ખાસ ખ્યાલમા રહે. મંગલ-ભૂત ચરિત્રમાં મજબૂત રહી પ્રાણીમાત્રના હિતસાધનમાં યથાયોગ, યથાશક્તિ ઉદ્યુક્ત થવું એજ જીવનનો સાર છે.

૩૧

આધુનિક 'વિજ્ઞાન'થી ચમત્કૃત થઇ મોક્ષશાસ્ત્ર પર ઘૃણા કરવી ન ઘટે. ભલે અનેકાનેક આશ્ચર્યકારક પ્રયોગો બહાર આવે, એથી આધ્યાત્મિક માર્ગની કિમ્મત ઘટી શકતી નથી. પરમાર્થતઃ એ એકજ માર્ગ માત્ર કલ્યાણ-ભૂમિ છે. એ જીવન વગર આત્માનું મંગલસાધન અશક્ય છે.

૩૨

જડ ( Matter )માં પણ અનન્ત શક્તિ સ્વીકારાયેલી છે. અતએવ એના બળ પર મહાન્ વિસ્મયોત્પાદક આવિષ્કારો નિકળવા સંભવિત છે. પણ એથી આધ્યાત્મિક મંગલભૂમિને ઠેલી જડવાદના ઉપાસક બનવું યોગ્ય ન ગણાય.

३३

ना न मन्त्वस्ति चमत्कृतीना
भूमण्डले चेत् कुशल प्रयोक्ता ।
र न ताभिर्नहि कर्मसृष्टि--
र्व्याहन्यते शुष्यति नापि मोक्ष ॥

३४

संसारवासे वसतोऽपि योगात्
परिस्थितौ क्वापि विवेकभाज. ।
स्तुतेर्बहि. स्यान्न तु साध्यबिन्दु--
गत्माभिमुख्यं खलु साग्मन्ने ॥

३५

इति सुबोधसुवासितमाशयं
कुरुत काङ्क्षत चात्मसमुन्नतिम् ! ।
सति बलीयसि तत्र मनोरथे
प्रयतन सुलभीभविता

३६

**उपसंहार —**

तदेवं मक्रिय पदितमिदमध्यात्मम
मया स्वपरिहितसम्
समालो । के
प्रबुद्ध मम ·

३३

ભૂમંડલમાં ચમત્કારોની સીમા નથી. કુશલ પ્રયોક્તા અનેક અજાયબીભર્યા પ્રયોગો રજુ કરી શકે છે. પણ એથી કર્મસૃષ્ટિનું સ્થાન ખંડિત થતું નથી અને મોક્ષનો બહિષ્કાર થતો નથી.

૩૪

સંસારવાસમાં વસવા છતાં અને ગમે તે પરિસ્થિતિમાં પણ મધ્યબિન્દુ ખ્યાલ બહાર ન રહેવું જોઇએ. અન્તે, આત્માભિમુખ થવું એ જ સાર છે. એ જ વિવેકનું ફળ છે.

૩૫

સુજનો ! આમ, તમારા આશયને સુબોધવાસિત બનાવો ! અને આત્મોન્નતિની આકાંક્ષાને જાગૃત કરો ! આત્મસિદ્ધિની ભાવના બલવાન્ થતાં તેને સારુ પ્રયત્નનો પણ રસ્તો નિકળશે. જ્યાં ઇચ્છા છે ત્યાં રસ્તો છે.

૩૬

હું અલ્પજ્ઞ છું. છતાં મારા પોતાના સંસ્કારોને દૃઢ બનાવવા માટે મેં આ અધ્યાત્મસમ્બન્ધી નિરૂપણ કર્યું છે. આશા છે કે આ અલ્પ કૃતિ કોઇ સહૃદય ગુણી જનોના જોવામાં પણ આવશે. આથી જો કોઇને પણ પ્રબોધપ્રાપ્તિ થશે,તો હું વધુ કૃતાર્થ થઇશ.

३३

सीमा न खल्वस्ति चमत्कृतीनां
भूमण्डले चेत् कुशलः प्रयोक्ता ।
पर न ताभिर्नहि कर्मसृष्टि–
र्व्याहन्यते शुध्यति नापि मोक्षः ॥

३४

संसारवासे वसतोऽपि योगात्
परिस्थितौ क्वापि विवेकभाजः ।
स्मृतेर्बहिः स्यान्न तु साध्यबिन्दु–
रात्माभिमुख्यं खलु सारमन्ते ॥

३५

इति सुबोधसुवासितमाशयं
कुरुत काङ्क्षत चात्मसमुन्नतिम् ।
सति बलीयसि तत्र मनोरथे
प्रयतनं सुलभीभविता स्वतः ॥

३६

उपसंहारः—

तदेवं सङ्क्षिप्तं गदितमिदमध्यात्मविषये
मयाऽल्पज्ञेनाऽपि स्वपरहितसंस्कारविषये ।
समालोकिष्यन्ते किल सहृदयाः केऽपि गुणिनः
प्रबुद्धेऽस्मात् कस्मिंश्चन मम कृतार्थत्वमधिकम् ॥

૩૩

ભૂમંડલમાં ચમત્કારોની સીમા નથી. કુશલ પ્રયોક્તા અનેક અજાયબીભર્યા પ્રયોગો રજુ કરી શકે છે. પણ એથી કર્મસૃષ્ટિનું સ્થાન ખંડિત થતું નથી અને મોક્ષનો બહિષ્કાર થતો નથી.

૩૪

સંસારવાસમાં વસવા છતાં અને ગમે તે પરિસ્થિતિમાં પણ સાધ્યબિન્દુ ખ્યાલ બહાર ન રહેવું જોઇએ. અન્તે, આત્માભિમુખ થવું એ જ સાર છે. એ જ વિવેકનું ફળ છે.

૩૫

સુજનો ! આમ, તમારા આશયને સુબોધવાસિત બનાવો ! અને આત્મોન્નતિની આકાંક્ષાને જાગૃત કરો ! આત્મસિદ્ધિની ભાવના બલવાન્ થતાં તેને સારુ પ્રયત્નનો પણ રસ્તો નિકળશે. જ્યાં ઇચ્છા છે ત્યાં રસ્તો છે.

૩૬

હું અલ્પજ્ઞ છું. છતાં મારા પોતાના સંસ્કારોને દૃઢ બનાવવા માટે મેં આ અધ્યાત્મસમ્બન્ધી નિરૂપણ કર્યું છે. આશા છે કે આ અલ્પ કૃતિ કોઇ સહૃદય ગુણી જનોના જોવામાં પણ આવશે. આથી જો કોઇને પણ પ્રબોધપ્રાપ્તિ થશે,તો હું વધુ કૃતાર્થ થઇશ.

આ પુસ્તકમાં

" મેથી "વાળા સજ્જનોની આર્થિક મદદ—

૨૦૫) શા. ભાઈલાલ ગિરધરલાલ
૧૦૧) શા. દલસુખભાઈ હરજીવનદાસ
૩૫) શા. મગનલાલ હરજીવનદાસ
૨૫) શા. વીરચંદભાઈ હરજીવનદાસ
૨૫) શા. રામદાસ નેમચંદ
૫) શા. છોટાલાલ વર્ધમાન
૫) સીમરીના શા. મોતીલાલ કહાનદાસ હા. છગનભાઈ
૪૧) શા. નારણભાઈ માણેકચંદ, દીવેર
૪૧) શા. નાનચંદ ચુનીલાલ "

" દેહણુ "વાળા સજ્જનોની આર્થિક મદદ—

૭૧) શા. ચન્દ્રમલજી ઉમેદમલજી હા. મિસરીમલ
૭૧) શા. નવલમલજી હીરાચંદજી હા. ધનરાજ
૫૧) શા. કેસરીમલજી હીરાચંદજી હા. ચંપાલાલ
૫૧) શા. ફકીરચંદજી ચન્દ્રમલજી હા. જેઠમલ
૪૧) શા. માનમલજી વીરચંદજી હા. ગુલાબચંદ
૨૧) શા. છગનલાલ ચન્દ્રમલજી હા. પોતે
૨૧) બાઈ શીરેકુંવર ( સદ્‌ગત ઝુમરલાલજી મુલતાન-
મલજીનાં ધર્મપત્ની )
૧૫) શા. ફોજમલજી મોટાજી હા. રૂપચંદ
૨૦૦) સ્વ. બાઈ તીજીબાઈ બોરડીવાળા તરફથી હા.
ગેવરચંદ બાફણા તથા મિસરીમલ ચોરડીયા